

મહાન અશો, સ્પીતમાન જરથુસ્ત.

# બાજ ધરણાંનાં અવસ્તા

## ક્રિયા સાથે.

જેમાં—

બરશનુમની ક્રિયા, પાંચ તાએની નાની ખુબ, તમામ ફરેસ્તાઓની બાજો, નીરંગદીનંની ક્રીયા, હુમાયસ્ત, આતશ બેહરામ, દુખમાં, અને જરથોસ્તી ધર્મની મોતેબર ક્રીયાઓનાં પીકચરો, નકશા વિગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે.

પ્રગટ કરનાર—

દીનશા એદલજી કરકરયા

તે—

"ઢોંગ સોંગ" ચોપાન્યાના માલેક અને અધીપતી. વાર્તામાળા નંબર વન, ટુ અને થ્રી, વીસ લાખનો વારસો, લફંગો લત્રજી, ઓરત, સમરકંદનો શાહુજાદો, જીવપર જોરાવરી, ભાઇ કે કસાઇ, ધડીચપકો, પીકચરો સાથની પાક ખોરદેહ અવસ્તા, મુર્તીની આંખનો હીરો, મુશકીલ આશાન હકદારનો હક વિગેરેનાં પ્રગટ કર્તા.



આ બાજ ધરણાંનાં અવસ્તા અને ક્રીયાઓની ચોપડી મહાન સ્પીતમાન જરથુસ્ત સાહેબને હાથે લખાયલી હતી તેમાં અવસ્તાનાં ભણત્ર સીવાય બીજા સુધારા વધારા સાથે લખીને મી૦ દીનશા એદલજી કરકરયાએ મુંબાઈ ગ્રાંટરોડ રણછોડદાસ બીલડીંગમાં આવેલાં પોતાનાં "માણેક પ્રિન્ટીંગ પ્રેસ" માં છાપી છે અને હયાંથીજ પ્રગટ કરવામાં આવી છે.

# બાજ ધરણાના અવસ્તા ક્રીયા સાથે.

## દીબાચો.



આ પુસ્તકના પ્રગટ કરનાર એરવદ દીનશાહ એદલજી કરકરયાની એલતેમાસથી આ પુસ્તકનો દીબાચો હું ઘણી ખુશી સાથે લખું છું. એરવદ કરકરયા એક ઘણા શાહુશીક છે. એવણે દીન અને સંસારને લગતી તેમજ વાર્તાઓની ઘણીક ચોપડીઓ અત્યાર આગમચ બાહાર પાડી સારી નામના મેલવી છે. એ રીતે ઇંગ્લાંડના સાહુસીક પ્રગટ કરતાઓની અદાએ એવાં પુસ્તકો થોડે દામે પ્રગટ કરી એવણુ આપણી નાની પારસી કોમની સારી સેવાઓ બજાવતા જાય છે.

એવણે બાજ ધરણાના અવસ્તા નામનું જરથોશ્તી દીનને લગતી સઘળી ક્રીયાઓ અને તેની સમજને લગતું પુસ્તક પ્રગટ કરી જરથોશ્તી દીનની અને તે સાથે અથોરનાન ટોળાની ઘણી સારી સેવા બજાવી છે. દીનને લગતું ક્રીયા કામ બજાવવાનો અધીકાર પુરાતમ કાલથી અથોરનાન ટોલાને સોંપાયલો છે. ક્રીયાને દીનની સાથે એટલો બધો તો તાલુકો છે કે ક્રીયા વડેજ દીનની જાળવણી છે. ક્રીયા એ દીનની સાથે માણુસ જાતનું બંધન કરાવનારૂં સાધન છે. એ સાધન માણુસ જાતને દીનની સાથે બાંધેલું રાખી તેનો દીન તરફનો ચાહુ વધારે છે. પુરાતન કાળમાં આવી ક્રીયાઓ કેમ કરવી તે ઉસ્તાદો કદીપણુ લખી જતા હુતા નહી. નવા અથોરનાનોને ઉછેરતા અને તરબીયત આપતાં, આવી ક્રીયાઓ ઉસ્તાદો તેમને શીખવતા હુતા અને તે ક્રીયાઓ ચેલાઓના મગજમાં થસી રેહુતી હુતી. વળી આગળ ચાલતાં એ ચેલાઓ બીજા ચેલાઓના ઉસ્તાદ બની એ ક્રીયાઓ ચેલાઓને શીખવતા રેહુતા હુતા. આવી રીતે ઉસ્તાદ અને ચેલાનો સંબંધ ચાલુ રેહુતાં એ ક્રીયાઓ પણ ચાલુ જળવાયલી રેહુવા લાગી હુતી અને પુરાતમ કાલના કાબેલ ઉસ્તાદો

કાબેલ ચેલાઓને ઉછેરતા રહી જરથોશ્તી દીનની સંભાળ અને સેવા બજાવતા રેહેતા હતા.

પણ હીંદુસ્તાનમાં આવી વસ્યા પછી હાદેસાઓને સબબે જરથોશ્તીઓએ ઘણું ખમ્યું હતું તેમજ દીનની બાબદમાં ઘણું ખોહયું પણ હતું. અત્રે આવ્યા પછી અથોરનાનોની કાબેલીયત વંશપરમપરા જલવાયલી રેહવા પાંમી હતી નહી, જેથી દીન અને ક્રીયાઓને ઘણું નુકસાન થવા પામ્યું હતું. આપણી દીનને લગતી ઘણીક ક્રીયાઓ આથી નાશ પામેલી હોવી જોઇએ. "વીસ્તાસ્પ યશ્ત" નામના ભણુત્રની ક્રીયા જે વીસપરદ માફકની ક્રીયા હતી, તે ક્રીયા અત્રે આવ્યા પછી સદંતર ભુલાયલી માલમ પડે છે. આ ક્રીયા ફકત ઉજીરણ ગેહમાંજ કરવામાં આવતી હતી. એ વીસ્તાસ્પ યશ્તની ક્રીયા હસ્તલેખ પુસ્તકોમાં કોઇ કોઇ ઠેકાણે લખાયલી જળવાઇ રહેલી જણાય છે. આ ઉપરથી માલમ પડે છે કે એ પ્રમાણેની બીજી ઘણીક ક્રીયાઓ નાશ પામેલી હોવી જોઇએ. તેમજ હીંદુસ્તાનમાં પણ ઘણાક અવસ્તા પેહલવી પુસ્તકોનો નાશ થયલો હોવો જોઈએ. હીંદ માહે આવી વસ્યા પછીની ઘણીક સદીઓ જરથોસ્તી કોમે અંધારા માહે ગોટાં ખાઇને ગુજારેલી માલમ પડે છે. જરથોશ્તી ધર્મગુરૂઓની આવી રીતની હાલત થવા પામવાથી જે ધર્મગુરૂઓ ક્રીયા બજાવતા રેહતા હતા તેઓ એ સઘળી ક્રીયાઓ કેમ કરવી તે લખી લેવા લાગ્યા હતા, કે જેથી એ લખાણ વાંચી ભવીશયની અથોરનાનોની ઓલાદ એ ક્રીયાઓને જાળવી રાખી શકે. આવા હસ્તલેખો જળવાઈ રેહવાથી હાલના અથોરનાનોને તે ઘણા અગત્યના થઈ પડવા લાગ્યા હતા અને હાલમાં ઘણીક ક્રીયાઓ આવા આગળા હસ્તલેખોને આધારે અથોરનાન ટોલો કરતો રહયો છે. આતશબેહરામ યા આદરાન પરથાવાની ક્રીયા તેમજ નવો વરશીઓ કરવાની ક્રીયા ઘણી જવહલે અને લાંબે તફાવતે થતી હોવાથી આવી ક્રીયાઓ ભુલાઈ જવાનો સંભવ રહે છે. જેથી તે પુસ્તકના આકારમાં જલવાયલી રેહવાથી પાછળથી ઘણી ઉપયોગી થઈ પડે છે.

યજદજરદી સને ૧૨૩૮ ના સાલમાં અખબારે સોદાગરના માલેક મરહુમ અશો દાનાવ બેહદીન દાદાભાઇ કાવશજીએ ખોરદેહ અવસ્તા, ઇજસને તથા વંદીદાદના પુસ્તકો છપાવી જરથોશ્તી દીનની તથા અથોરનાનોની ઘણી સારી સેવા બજાવી હતી. એવણે એ પુસ્તકોને છપાવી બહાર પાડયા પછી વળી અથોરનાનોને ઘણું અગત્યનું થઇ પડે એવું એક જરથોશ્તી દીનને લગતી તમામ ક્રીયાઓનું પુસ્તક યજદેજરદી સને ૧૨૪૦ માં બાહાર પાડયું હતું. આ પુસ્તકમાં નાવરની, મરાતબની, દખમાના તાણ.ની, દખમાને ઇજવાની, નીરંગદીનની નવો વરશીઓ કરવાની, આતશ-બેહરામ તથા આદરાનને પરથાવવાની વીગેરે સઘળી ક્રીયાઓ સમાયલી હતી. એ સઘલી ક્રીયાઓ તેવણે અથોરનાનો પાસેથી મલી આવતી લેખીત વીગતો મેલવીને બાહર પાડી હતી. એ કેતાબ હાલે અથોરનાનોને ઘણી ઉપયોગી થઈ પડતી હોય એમ માલમ પડે છે, પણ તે છપાયાને હાલમાં લગભગ ૪૭ વર્ષ થવાથી તેવી છાપેલી નકલ હવે પછી મલવાનો સંભવ નહી હોવાથી અથોરનાન ટોલાના આ સાહાસીક નર એરવદ કરકરયાએ આવી ક્રીયાઓનો એક સંગ્રહ કરી પાછી નવેસરથી છપાવી જરથોશ્તી દીનની અને અથોરનાન ટોલાની નવેસરથી સેવા બજાવી છે. આ કેતાબનું નામ એવણે "બાજ ધરણાના અવસ્તા ક્રીયા સાથે" એવું નામ આપ્યું છે. પણ તેમાં એવણે જરથોશ્તી દીનને લગતી તમામ નાની મોટી ક્રીયાઓ તેની સમજ અને વીગત સથે આપી છે. મરહુમ બેહદીન દાદાભાઈ કાવશજીએ જે ક્રીયાઓની ચોપડી છપાવી હતી તેની ભાષા રચના ઘણી અશુદ્ધ હતી. પણ એ ભાઇએ આ ચોપડી છપાવતાં પોતા તરફના ઘણાક સુધારા વધારા સાથે ભાષા રચના ઉપર પણ ઘણું ધ્યાન આપ્યું છે. વળી એટલુંજ નહી પણ દરેક ક્રીયા કેમ કરવામાં આવે છે તેની વાંચનારને બારીક સમજ આપવા માટે એવણે મોટા ખરચમાં ઉતરી તે સઘળો ક્રીયાઓના ફોટોગ્રાફ લેવાડી અને તેના બ્લોક બનાવી એ કેતાબ આવાં સઘલાં ચીત્રો સાથે બાહાર પાડી છે. આવી રીતે એ ભાઇએ એ

કેતાબ છપાવવા પાછળ મોટા ખરચો કીધા છે અને એવાં ચીત્રોથી એ કેતાબને ઘણી અગત્ય આપી છે.

આ કેતાબ પાછળ એ ભાઈએ જરના ખરચ સાથે જે જેહુમત ખેંચી છે તે જેહુમતનું ફળ જરથોશ્તી કોમ તરફથી અને મુખ્ય કરી અથોરનાન ટોળા તરફથી એવણુ મેલવવા પાંમશે એવી આશા રહે છે. ઉમેદ છે જે જરથોશ્તી કોમના દીનદાર અને શ્રીમંત જરથોશ્તી નરનારો એવાં અગત્યનાં પુસ્તકની ખરીદી કરી પોતાના ઘરના પંથકીઓને એ કેતાબની ભેટ આપી એ અથોરનાન ટોલાને તેમના બાપદાદાઓથી ઉતરેલા પેશામાં વધારે ખબરદાર બનાવવાની કાલજી કરશે કે જેથી ભવીશયમાં એ ક્રીયાઓ તેમની વચે કાયમ જલવાયલી રેહેવા પાંમે.

**મીનોચેહર દસ્તુર જામાસ્પજી,**

દસ્તુર જામાસ્પ આશાનાં.

મુંબઇ, રોજ ૮ મો, માહ ૧૨ મો
સને ૧૨૮૬ યજદેજરદી.
તા૦ ૧૪ મી આગસ્ટ ૧૯૧૭ ઇસવી.



# હમારો મોબેદી ટોળો!

સેંકડો નહીં પણ હજારો હાડેસા ખમીનેબી આજે હમારો મોબેદી ટોળો પોતાના પ્યારા ધર્મને ખાતર તેની જાળવણી કરતો જળવાઇ રહયો છે, એ તે બાહુરે હકતાળાનાં મોટા શુક્રાના કરવા જેવી વાત છે. જે ટોળાએ પોતાના પ્યારા ધર્મને ખાતર, ઇરાન દેશ જેવો બાપીકો મુલક છોડી, હીંદની સરજમીન ઉપર ધર્મને સજીવન રાખવાને માટેજ, હજારો માઇલની મુસાફરી કરી, દરીઓ ડોવતા હુયાં સુધી આવી વશીયા હતા, તે ધર્મ ચુસ્ત મોબેદ સાહેબોના પુણ્યનાં પ્રતાબે આજેબી આપણો પ્યારો ધરમ એજ અશો મોબેદ સાહેબોના જાએનશીનોએ જેવો ને તેવો જાળવી રાખ્યો છે. તેજ દીનચાશીદાર મોબેદોને માટે આ "બાજધરણાનાં અવસ્તા" ની ચોપડી પ્રગટ કરવામાં આવી છે.

આ ચોપડીની હાલે ઘણી જરૂર હતી એવું હમારા જાણવામાં આવતાં આ ચોપડી પ્રગટ કરવાનું હમોએ મનપર લીધું હતું. અને તે પ્રગટ કરી આજે એ તમામ મોબેદી ટોળાનું નવું પનોતું પુસ્તક તેઓને સ્વાધીન કરતાં હમને બેહદ આનંદ થાય છે. હું એક મોબેદ છું. મોબેદી પેશાને વખાણનાર છું મોબેદી એલકાબ ધરાવવા માટે મગરૂર છું. આ દુન્યામાં ઇનસાન જાતનાં ફાયદાને માટે મોબેદી ટોળો એક સરળ રસ્તો દેખાડનાર 'રાહબર' જેવો છે. આપણી જરથોશ્તી દીન જેની ઉંચાઇ આસમાન કરતાંબી જીઆદા છે તેવી એક દીનની જાળવણી આપણો મોબેદી ટોળો જે રીતે સાચવતો આવ્યો છે તેની કદર આપણા ભલા બેહદીન સાહેબો પુરતી રીતે કરે છે. આવી અરસપરસની ભાઇબંધી સાથે ધર્મનો રોશન ચેરાગ દીનપરદીન વધુ અને વધુ આગળ વધતો આપણે જોઇ શકયે છીએ.

આપણાં ધર્મના માહન પીતા સ્પીતમાન જરથુશ્તનાં ફરમાનોને આજ સુધી વળગી રહી, તેનાં અષો મીનોઇ કામોને પુરેપુરાં સાચવનાર એજ આપણો મોબેદી ટોળો છે. એવા

એક ટોળાને માટે આ મોતેબર દીનની કેતાબ હમારા હાથે પ્રગટ થઇ છે તેથી એક મોબેદ તરીકે હમુને ઘણું મગરૂર થવાનું કારણ મલ્યું છે. આ કેતાબ લગલગ ૪૭ વર્ષની વાત ઉપર એક અશો દાનાવ ગોડાવરા મોબેદ સાહેબે લખી હતી અને બીજા અશો દાનાવ બેહદીન સાહેબ નામે દાદાભાઇ કાવશજીએ પ્રગટ કરી હતી. જે અસલ લખાણો સાચવી રાખવા માટે આપણા એ મરહુમ દાનાવ મોબેદ તેમજ બેહદીન સાહેબોનો જરથોશ્તી ધર્મ ઉપર કેટલો બધો એતેકાદ હતો તે આપણુને દેખાડી આપે છે. આ ચોપડી મોબેદ સાહેબોનાં ક્રીયાકામોની આ ભલા બેહદીન સાહેબે પ્રગટ કરી હતી તેમાં જે કાંઇ આજના જમાનાના સુધારા વધારા હમોએ કર્યા છે તે આપણી મોતેબર દીનને લગતાજ છે. હમોએ એમાં કંઇ પણ નવું કીધું નથી. જે દીન આપણી પાસે સચવાયલી છે તેનો આ ફકત ઉતારો છે. આ કેતાબને હજીબી ઘણા સારા આકારમાં લાવવાની જરૂર છે. એમાં સુધારા વધારાની હું મોટી જરૂર જોઉં છું. જો સુધારા વધારા મોટા વિદ્વાનોને હાથે થાય તો આ પુસ્તકની મોતેબરીમાં ઘણો મોટો વધારો થાય, એવું હમારૂં માનવું છે.

હમારે અત્રે કેહવાનું બીજું એ છે કે આ ચોપડી પ્રગટ કરવા ઉલટ અને ઉમંગ હમુને આપી છે તે એક ભાઇ એરવદ સાહેબ રૂસ્તમજી દોરાબજી માદનને આભારી છે. એવણ સાહેબે આ ચોપડીમાં હમુને ઘણી દીલસોજ મદદ કરી છે. એવા એક અથોરનાન મોબેદ સાહેબની ઉલટ વગર હું એકલો શું કરી શકતે? એ ભાઇએ વગર હાંસલે પોતાના ધંધાનો અને વખતનો ભોગ આપીને હમુને કીમતી મદદ કીધી છે તેથી એ ભાઇનો હું અત્રે ઉપકાર ભુલી જતો નથી વળી માહરા માનવંત મીત્ર જાંહગીર એન. પાલીસવાલાએ આ ચોપડી લખવાનાં કામમાં હમુને ઘણી કીમતી મદદ આપી છે આ ભાઈ અવસ્તાનાં અભ્યાસી હોવાથી એવનની મદદ ઘણી જરૂરની થઇ પડી હતી. એ સર્વે સાહેબોનો હું અત્રે મોટો આભાર માનું છુ.

હમારા કરકરયા કુટુંબીઓએ એવી ધર્મની કેતાબો આગળ પ્રગટ કરી હતી. આ સાથે હમોએ હાલે ૧૯ ચોપડીઓ અત્યાર

આગમચની પ્રગટ કરી છે તેમાં આ ચોપડી ઉપર હમુને કંઇ અજબ વ્હાલ આવે છે. વ્હાલ આવવાનું કારણ એ દીસે છે કે એ હમારા બાપીકા ધંધાનું પવિત્ર પુસ્તક છે. આ પુસ્તક હમારો અભ્યાસ હતો અને એ પવિત્ર પુસ્તકની બોલબાલાથીજ હમો આજે આ હાલતે પુગ્યા હોય એ બનવા જોગ છે.

આગલા મોબેદો જે દાનાવ અને અશો હતા તેઓ પોતાનાં પ્યારા ધર્મ તરફ અથંગ દીલસોજી ધરાવતા હતા. જુઠું બોલવાનો તેઓ મોટો ગુનાહ સમજતા હતા, લુચ્ચાઇ અને ચોરી એ તેઓ મોટામાં મોટી એબ સમજતા હતા, પ્રમાણીકપણું એ તેઓનો એક મોટો સંતોષ હતો. એવા અશો માહજ્ઞાની મોબેદ સાહેબો હીંદુસ્થાનમાં આવ્યાને આજે લગભગ ૧૨૦૦ વર્ષ વહી ગયાં છે છતાં આપણી પવિત્ર દીનને તેઓએ કદીબી અલવાર આવવા દીધી હતી નહી. દીન ઉપરનાં જુલમાતો અને મોટા હાડેસાઓ ખમીને આપણી પાસે જે પવિત્ર પુસ્તકો અને મોબેદી વર્ગ જલવાઇ રહયો છે તે આપણા અશો ન્યાગાનોનાં ભલાં કામોનેજ આભારી છે. જરથોશ્તી ધર્મનાં ફરમાનો પ્રમાણે આ દુન્યાંની ધર્તી ઉપર જે કોઇ જરથોશ્તી પોતાનાં પવિત્ર એકીન પ્રમાણે ચાલે છે તે આ દુન્યાનું અમર સુખ ભોગવી જાય છે. આજે આપણી નાહની જરથોશ્તી કોમ ઘણી રીતે સુખી છે તેનું મોતેબર કારણ એજ છે.

ખતમ કરતાં હું એટલુંજ જણાવીશ કે આ ચોપડીમાં મુંબઇનાં માનવંત વડા દસ્તુરજી સાહેબ દસ્તુર મીનોચેહરજી દસ્તુર જામાસ્પજી જામાસ્પ આશાનાએ જે વીદ્વતાભરેલો દીબાચો લખ્યો છે તે એક ભણેલા દસ્તુરને જેબ આપે તેવો છે. આ દીબાચામાં હમારાં કામ તરફ માનવંત ભણેલા દસ્તુરજી સાહેબે જે કાંઇ લખ્યું છે તેથી હમોને ઘણો સંતોષ મલ્યો છે અને હું આ સાથે ખાત્રી આપું છું કે જો ભવીષ્યમાં હમારી જીંદગી હમને યારી આપે તો એવાં કામો કરવાને હું કદીબી પછાત પડીશ નહીં.

તા૦ ૧૨ મી ઓગસ્ટ ૧૯૧૭.<br>રોજ ૬ ઠો માહ ૧૨ મો<br>સને ૧૨૮૬ યજદેજરદી.

લા૦ સાહીત્યનાં સેવક,<br>**દીનશા એદલજી કરકરયા.**

## સાંકલ્યું.

પાનું.

# ચોપડી ખરીદ કરનારા સાહેબોનાં નામ.

| નકલ. | | |
|---|---|---|
| ૧૦૧ | શેઠ | હોરમસજી કાવસજી એડનવાલા. |
| ૫૧ | ,, | પીરોજશાહ મનચેરજી માદન. |
| ૫૦ | ,, | ફરાંમરોજ અરદેશર મોદી. |
| ૨૫ | ,, | દીનશાજી ફકીરજી ભેસાનીયા. |
| ૧૮ | બાઇ | રૂપાંબાઇ બરજોરજી પતેલ. |
| ૧૮ | શેઠ | ધનજીભાઇ બરજોરજી પતેલ. |
| ૧૫ | ,, | ફરામરોઝ ફકીરજી ભેસાનીયા. |
| ૧૫ | ,, | દારબશા બમનજી સુબેદાર. |
| ૧૫ | ,, | અરદેશર બમનજી સુબેદાર. |
| ૭ | એરવદ | નવરોજ ફરામરોજ પાવરી. |
| ૫ | શેઠ | ભીમજીભાઇ શાપુરજી ઇરકુરવાલા. |
| ૫ | ,, | રૂસ્તમજી જાંગીરજી વકીલ. |
| ૫ | ,, | કાવસજી માણેકજી દારૂવાલા. |
| ૫ | ,, | જમશેદજી મેરવાનજી પીટર. |
| ૫ | બાઇ | નવાજબાઇ જાંગીરજી ઘીવાલા. |
| ૫ | શેઠ | બરજોરજી મનચેરજી નરીમાન. |
| ૫ | એરવદ | કેકોબાદ એદલજી કરકરયા. |
| ૩ | ,, | નવરોજી સોરાબજી રાવ. |
| ૩ | બાઇ | આઇમાય રતનજી સદરવાલા. |
| ૩ | એરવદ | માણેકજી સોરાબજી ઉકાજી. |
| ૩ | શેઠ | દીનશાહ બમનજી ખરાડી. |
| ૩ | ,, | ફરેદુન કાવસજી પરભુ. |
| ૩ | બાઇ | ભીખાઇજી રૂસ્તમજી ફોટોગ્રાફર. |
| ૨ | શેઠ | ધનજીભાઇ શાપુરજી તાડીવાલા. |
| ૨ | એરવદ | માણેકજી બરજોરજી ભાઠેના. |
| ૧ | એરવદ | સોરાબજી બેજનજી ભરૂચા. |
| ૧ | ,, | એદલજી રૂસ્તમજી આંટીયા. |
| ૧ | ,, | ફરામજી નવરોજી પંથકી. |
| ૧ | ,, | રૂસ્તમજી ડોસાભાઇ બગલી. |

નકલ.

૧ એરવદ નવરોજી એદલજી પાવરી.
૧ ,, સોરાબજી એદલજી લસકરી.
૧ ,, માણેકજી પેસ્તનજી પાવરી.
૧ ,, જાંગીર એદલજી મેહેરજીરાણા.
૧ ,, એદલજી રૂસ્તમજી તાતા.
૧ ,, અરદેસર પાલનજી બજા.
૧ ,, દોરાબજી મીનોચેહેર કાતરક.
૧ ,, કેકોબાદ સોરાબજી કોટવાલ.
૧ ,, માણેકજી બેરામજી વજીફદાર.
૧ ,, બેજનજી જમશેદજી કાતરક.
૧ ,, મનચેહેરશાહ ફ્રામરોઝ પાવરી.
૧ ,, અરદેશર પેસ્તનજી બોદ.
૧ ,, નવરોજી કાવસજી ધાભર.
૧ ,, રતનજી સોરાબજી જોશી.
૧ ,, બમનશાહ દોરાબજી સીધવા.
૧ ,, દારબજી રૂસ્તમજી પાવરી.
૧ ,, માણેકજી જમશેદજી ઉંનવાલા.
૧ ,, અરદેસર સોરાબજી એલાવયા.
૧ ,, દારબશાહ નવરોજી કાતરક.
૧ ,, કાવસજી હોરમસજી મોબેદજીના.
૧ ,, સાપુરજી ભીખાજી એલાવયા.
૧ ,, બરજોરજી દજીયારજી ઘડીયાલી.
૧ ,, બાપુજી સેરીયારજી કરંજીયા,
૧ ,, રતનજી કુંવરજી કરંજીયા.
૧ ,, કાવસજી ફ્રામજી માંડવીવાલા.
૧ ,, રૂસ્તમજી દોરાબજી સીધવા.
૧ ,, પાલનજી કુંવરજી ભાઠેના.
૧ ,, ભીખાજી સાપુરજી ભાઠેના.
૧ ,, કેખસરૂ નવરોજી બજાં.
૧ ,, મનચેરશા હોરમસજી સીધવા.
૧ એરવદ હોરમસજી ફ્રામજી જીજીના.
૧ ,, મેહેરજીભાઇ બેજનજી દાદીમા.

નકલ.

| | | |
|---|---|---|
| ૧ | એરવદ | માણેકજી કાવસજી દસ્તુર. |
| ૧ | ,, | પાલનજી પેસ્તનજી જીજીના. |
| ૧ | ,, | પાલનજી રૂસ્તમજી ભાઠેના. |
| ૧ | ,, | સોરાબજી બરજોરજી ઉકાજી. |
| ૧ | ,, | પીરોજશા દોશાભાઇ પોવાવાલા. |
| ૧ | ,, | દોરાબજી ભીખાજી જીજીના. |
| ૧ | ,, | જાંગીરજી લીમજીભાઇ જીજીના. |
| ૧ | ,, | એદલજી આદરજી ગાય. |
| ૧ | ,, | રતનજી દોરાબજી આડાજનીયા. |
| ૧ | ,, | માણેકશા સોરાબજી પંથકી. |
| ૧ | ,, | સોરાબજી હોરમસજી ઘેરા. |
| ૧ | ,, | બરજોરજી બેરામજી. |
| ૧ | શેઠ | મેરવાનજી જાંગીરજી વકીલ. |
| ૧ | ,, | જાંબક્ષ મેરવાનજી વકીલ. |
| ૧ | બાઇ | જીજુબાઇ રતનશા ગાંધી. |
| ૧ | શેઠ | એદલજી રૂસ્તમજી જીતલા. |
| ૧ | ,, | દીનશાજી દોસાભાઇ સાહુકાર. |
| ૧ | ,, | ફરદુનજી દોરાબજી ઉસ્તાદ. |
| ૧ | ,, | પીરોજશા જીવનજી બારસીવાલા. |
| ૧ | ,, | કેખશરૂ દોશાભાઇ પારખ. |
| ૧ | ,, | બેજનજી ધનજીભાઇ ઘડીયાલી. |
| ૧ | બાઇ | મોટલાબાઇ દોરાબજી વોરડન. |
| ૧ | ,, | ધનબાઇ કલીફા. |
| ૧ | શેઠ | લીમજીભાઇ માણેકજી પારખ. |
| ૧ | મોબેદ | રતનજી રૂશતમજી કરકરયા. |
| ૧ | ,, | નશરવાનજી હોરમશજી કરકરયા. |
| ૧ | ,, | દીનશાજી શેરાબજી કરકરયા. |
| ૧ | ,, | નવરોજજી એદલજી કરકરયા. |
| ૧ | ,, | કેકોબાદ નવરોજી ડો૦ કરકરયા. |
| ૧ | ,, | હોરમજી દોરાબજી ફ૦ કરકરયા. |
| ૧ | ,, | જમશેદજી કાવશજી કરકરયા. |
| ૧ | ,, | પીરોજશા એદલજી દાદાભાઈ કરકરયા. |

નકલ.

૧ મોબેદ હોરમજી બેજનજી રાવજી કરકરયા.
૧ ,, રૂશતમજી મે૰ કરકરયા.
૧ ,, મેહરવાનજી હોરમજી ફ૰ કરકરયા.
૧ ,, શાપુરજી નવરોજી કરકરયા.
૧ ,, સોરાબજી હોરમસજી દાદાચાંનજી.
૧ ,, મનચેરજી દારબજી દાદાચાંનજી.
૧ ,, મીનોચેર રતનજી રૂ. કરકરયા.
૧ ,, હોરમજી સોરાબજી કરકરયા.
૧ ,, એદલજી બમનજી કરકરયા.
૧ ,, અરદેસર કાવસજી દાદાચાંનજી.
૧ ,, શોરાબજી પેશતનજી કરકરયા.



# માજધરણાનાં અવસ્તા ક્રીયા સાથે.



" રજિશ્તયાઓ ચીશતયાઓ મજદધાતયાઓ અષઓન્યાઓ દએનયાઓ વંધુયાઓ માજધ્યશનોઇશ. "

**અર્થ**—સઉથી સાચી, ઘણી દાનાઇ ભરેલી, અહુરમજદની પેદાકરેલી, અશો, ભલી માજદીયસની દીન (ને હું વખાણું છું.)

આ દુનિયામાં માણસ જાતને રાહબરીની જરૂર છે. આ રાહબરી માટે ધર્મની અગત્ય છે. આપણો માજદીયશ્નની ધર્મ દાદાર અહુરમજદે આપેલો છે. તે ધર્મનો લાવનાર આપણો પેગામ્બર અશોજરથોશ્ત છે. અશો જરથોસ્તે બહુમન મારફતે દીનનું જ્ઞાન મેળવ્યું અને ઇરાનવેજમાં ગુસ્તાશ્પ બાદશાહના વખતમાં તેનો ફેલાવો કીધો. આ દીનના મુખ્ય તત્વો " હુમત, હુખ્ત અને હુવર્સ્ત, " નેક વિચાર, નેક શબ્દ અને નેક કામ એવાં ત્રણ છે. આ દીન અહુરમજદની પેદાયશની વૃદ્ધિ કરવા શીખવે છે અને તેમાં નીતિ અને નેકીનાં કામોનો સમાવેશ થાય છે, પહેલવી પુસતકમાં સવાબ કરી બહેસ્તમાં જવા માટે પાંચ જાતના માર્ગ ગણાવ્યા છે. ૧. સખાવત, ૨. રાસતી, ૩. ઉપકાર, ૪. સંતોષ અને ૫. ભલાઓ સાથ નેકી કરવાની જરૂર અને સર્વ સાથ નેકી કરવાની જરૂર અને સર્વ સાથે દોસત થવું.

આવા ભલા તત્વ ધરાવતી માજદીયશ્નની દીનના જે થોડાંક લખાણ આપણામાં સચવાઇ રહ્યાં છે, તેમાં ' યજશ્ને ' નું પુસ્તક સૌથી અગત્યનું છે. ' યજશ્ને ' નું લખાણ ૭૨ હામાં સમાવેલું છે, જેમાં પાંચ ' ગાથા ' ના શ્રેષ્ઠ કલામો પણ સમાઇ જાય છે. ' યજશ્ને ' શબ્દ યજ ' આરાધના કરવી ' પરથી નીકળ્યો છે. આ ' યજશ્ને ' ની ક્રિયા પવિત્ર યોજદાથ્રગર મોબેદ બરશ્નુમનો મરતબો ધરા-

વતો હોય તેનાથીજ થઈ શકે છે, આ ક્રિયા કરતી વખતે ચોકસ ‘આલાતો’ વાપરવામાં આવે છે તેની સમજણ તેમજ એક અથોરનાનને બરશ્નુમ વગેરે લેતી વખતે શું શું ક્રિયાઓ કરવી પડે છે તેની સઘળી બારીક વિગતો આ લખાણમાં આપવામાં આવી છે, જરથોસ્તી ધર્મની સઘળી બારીકી તેના ક્રિયા કામોપર છે. આ ક્રિયાકામો કરવાનો રેવાજ અથોરનાનોમાં સમાઈ રહેલો છે, અને એક અથોરનાન ચોકસ ક્રિયા કામોમાંથી પસાર થઈનેજ જુદા જુદા દરજ્જા ભોગવવાને લાયક થાય છે. ક્રિયાકામોથી મનની પવિત્રાઈ વધે છે. ક્રિયાકામ વગર અથોરનાનનું કામ આગળ ચાલતુંજ નથી. ક્રિયાકામો જોવાથી હાજર રહેલાંઓનાં મનપર ધર્મનું એકીન મજબૂત ઠસે છે, અને ક્રિયાકામોની ખરી સમજણ રાખનાર એક ખરો અથોરનાન ગણાય છે.

ક્રિયા—તે ધર્મના ફરમાન મુજબ અહુરમજદ, અમેશાસ્પંદ, યજદો અને બીજી ભલી પેદાયશોની વખાણ અને આરાધના કરવાનું કામ. ધર્મના હુકમો પ્રમાણે જુદી જુદી ક્રિયામાં આલાતો અને મેવો, પાણી, દૂધ વગેરે વાપરવામાં આવે છે દુનિયાના દરેક ધર્મમાં એક યા બીજે રૂપે ક્રિયા હોય છેજ, તે ધર્મનો ભેદી અને અગત્યનો ભાગ છે, ગોયા ધર્મનો તે પાયો છે. માણસના ડગમગતા મનને સ્થિર રાખી તેનામાં મિનોઈ ખ્યાલ ક્રિયાઓ ઉત્પન્ન કરે છે. ઉંચી જાતની ક્રિયાઓના સાધનથી અસાધારણ કામો કરી શકાય છે. જરથોસ્તી ધર્મની ક્રિયાઓ, તેના આલાતો અને માથ્રના કલામો મિનોઇ શકિતઓ સાથ સંબંધ રાખનારાં છે; એવી જે મોતેબર ક્રિયાઓ આપણામાં અથોરનાન ટોળાથી બચી રહી છે તેની સંભાળથી જાળવણી કરવાની દરેક દીનદાર જરથોસ્તીની ફરજ છે.

ક્રિયાની અસર સંપૂર્ણ થવા માટે ક્રીયાઓ કરનાર મોબેદો અને તેમાં સામેલ થનાર સઘળા અશો હોવા જોઇએ, આ કારણોને લીધેજ જુદદીનોને ધર્મ ક્રિયાની ચાશની કરતા અવસ્તામાં મના કીધી છે, કે જેથી પવિત્ર ક્રીયા કામને તેની બુરી અસર લાગી અપવિત્ર થાય નહીં.

ક્રિયા કરવાનો અખિકાર ખરી રીતે એક અથોરનાનનો છે. અથોરનાન શબ્દ—અવસ્તાનો 'આથ્રવન'—અથ્રવન છે. એનો અર્થ આતર—આતશ×વન બચાવનાર, આતશનું રક્ષણ કરનાર, આતશને લગતું કામ કરનાર, એવો થાય છે. આપણી ક્રિયાઓમાં આતશની હાજરી પેહલી હોય છે, અને દરેમેહેરના આતશોની જાળવણી મોબેદોજ કરે છે, અથોરનાનની હસ્તિ છેક જમશેદ પાદશાહના વખતની ગણાય છે, પણ અવસ્તામાં જણાવેલા જરથોસ્ત સાહેબને પહેલો અથોરનાન ગણ્યો છે અને તેની ઓધે ઉતરી આવેલી ઓલાદ તે આજનાં અથોરનાનોની છે. અવસ્તાના જમાનામાં અથોરનાનો ઘણાજ પહરેજગાર હતા, અને દીનની ખરી રાહબરી કરતા, રાજની લગામ ઘણી ખરી તેમને હાથ હતી અને પાદશાહો પણ તેમને નમીને ચાલતા, તેઓ બેહદીનો તરફ માયા તથા નમનતાઇથી વર્તતા અને તેથી તેઓના ચહેરાપર ફરેસ્તાઇ રૂઆબ રાખતા. ખાસ અભિયાસ કરી તેઓ ક્રિયા કમોની ગંભિર ફરજ ઘણીજ પ્રમાણિકપણે બજાવતા, અને લોભ કે કપટ રાખતા નહિ.

હાલમાં જેઓ અમથી સફેદ પાઘડી પહેરે છે અને ક્રિયાઓ કરી જાણતા નથી તેઓને અથોરનાન કહેવું નહીં જોઇએ. જેઓ નાવર૧ મરાતબ૨ થઈ મોબેદીનું ભણતર પાકુ જાણી ક્રિયા કામને લાયક થએલા હોય તેઓજ અથોરનાન કહેવાય છે; ફક્ત નાવર થવાથીજ એક અથોરનાન ક્રિયા કામને લાયક થઇ શકતો નથી. આગલા વખતમાં સઘળા નાવરો ઇજશ્નેના ૭૨ હા પઢીનેજ થતા,

---

૧ નાવર. શબ્દ ફારસી નવ—બર પરથી નીકળ્યો છે. નાવર થવા માટે મોબેદને બે બરશનુમ લેઇ ૭ દહાડા ધેવરા માંડવા પડે છે, પછી ચાર દીવસ દરેમેહેરમાં જઇ બીજી ક્રિયાઓ કરવી પડે છે. ( ધેવરા માડવા—એટલે જેને નામનો 'નાવર' થયો હોય તેને નામની 'મીનો નાવરની યજસ્ને' ૭ દીવસ કરવી. )

૨ '**મરાતબ**'નો છુટો અર્થ મરતબો, દરજ્જો એવો થાય છે. એક મોબેદ મરાતબની ક્રિયામાંથી પસાર થયા પછી તે હેરબુદ થયો એમ કહેવાય છે. હેરબુદનો અર્થ આતશની ચાકરી કરનાર એવો છે. નાવર થયા પછી બીજી વધારે ક્રિયામાંથી પસાર થાય ત્યારેજ મરાતબની પદ્દિ મળે છે.

જેથી તેઓ પોતે ક્રિયાઓ કરી શકતા. તેઓ નાવરની બાજ ધરતા અને યજશ્ને વગેરે કરતા, પણ વંદિદાદની ક્રિયા તેઓથી થતી નથી. હાલેબી નાવર થઈ મરાતબનો દરજ્જો મેળવે તેનેથીજ વંદીદાદની ક્રિયા થઇ શકે છે.

અથોરનાનના સૌથી વડાને દસ્તુર કહે છે, દસ્તુરનો દરજ્જો મોટો ગણાય છે, કારણ કે પેગામ્બર જરથોસ્ત પછી તેની જગાએ બેસનાર અને ધર્મના ફરમાનો બતાવનાર તે દસ્તુર છે પેગામ્બરની જગ્યા ખાલી ન રાખવી જોઈએ તેથી દસ્તુર રાખવાની જરૂર છે. ઈજશ્નેના ૧૩ મા હામાં લખ્યું છે કે જે "માજદીયશ્ની દીનમાં વાકેફગારી ધરાવનાર અને બોજોર્ગ હોય તેને અથોરનાનનો વડો કહેવો. અવસ્તા જમાનામાં એવા દસ્તુરો ઘણા હતા, અને તેઓનો વડો "જરથુસ્ત્રોતેમો" એટલે 'દસ્તુરાન દસ્તુર' કહેવાતો, તે દીનને લગતી બાબદોનો ઈન્સાફ કરનાર અને દીનના ગુનેહગારોને સજા ફરમાવનાર હતો.

એક યોજદાથરેગર[1] મોબેદ જરથોસ્તી દીનની ક્રિયાઓ કરવાને તૈયાર થાય તે પહેલાં બરશનુમની ક્રિયાઓમાંથી તેને પસાર થવું, તેમજ કાયદા પ્રમાણેનું સખ્ત નહાણુ તેને લેવું પડતું અને તેને જાળવવાનું બીકટ કામ તેને માથે ઉઠાવવું પડતું. નહાણુ નવાડનાર 'યોજદાથરેગર' પુરૂષ પણ ઘણો પવિત્ર, અષો, સાચા વચન બોલનારો, માથ્રના અસરકારક કલમ પઢેલો હોવો જોઇએ (વંદીદાદ પરગરદ ૯) એ ક્રિયાઓમાંની મુખ્ય અને પેહલી ક્રિયા બરશનુમ લેવાની છે. બરશનુમની ક્રિયા માણસના તનને શુદ્ધ અને પાકીજગે બનાવે છે. '**સદર નજમ**'માં લખે છે કે "જરથોસ્તી મરદ અને ઓરતની આઠ વર્ષની ઉમર થયા પછી પોતાની જીંદગીમાં એક વખત દરેક જરથોસ્તીએ બરશનુમ લેવાની જરૂર છે." જો પોતાથી ન બને તો પવિત્ર મોબેદોને નવ દીવસની ગેતી ખરીદનું બરશનુમ આપવું જોઇએ.

મરણ પાંમેલાંઓની ક્રીયા બરસનુમ આપીનેજ કરાવાની જરૂર છે. આ બરશનુમની નવ દીવસની ક્રીયા પછી બીજા નવ દીવસની ક્રીયા થાય છે તેને "ગેતી ખરીદ" ની ક્રીયા કહે છે.

---

૧ અવસ્તા. 'યઓજદાતાર.' પાક કરનાર, પવિત્રાઇ આપનાર. A purifier. 'યઓજદાથ્ર'—પવિત્ર કરવાનું કામ; પવિત્ર કરવાનું સાધન.

બરસનુમગાહનો નમુનો.

(પુર્વ દિશા.)






# બરશનુમ આપવાની ક્રિયા.



જે પવિત્ર જગ્યામાં બરશનુમની ક્રિયા કરવામાં આવે છે તેને **બરશનુમગાહ** કહે છે. બરશનુમગાહની જગ્યા ઓછામાં ઓછી નવ વામ લાંબી અને નવ વામ પોહોળી હોય છે, તેમાં કશો કચરો, ઘાસ હોવો જોઇએ નહીં, પણ સઘળે રેતી પાથરવી જોઇએ. બરશનુમ આપનારા બે મોબેદો નીચલા આલાત લઇ મોટી ખુબ[1] કરે.—

નિરંગદીન પીવાનો, નિરંગ શરીરપર લગાડવાનો, ચોખી ભશમ, નીરંગદીનનું પવિત્ર પાણી, ચમચો બાંધેલી નાની નવગરેહ,+ લોઢાનો કાપલો કે છરી બાંધેલી મોટી નવગરેહ, કહારણું ૨, કલશીઓ ૧, કુલીઆં ૨, તથા દાડમનાં ઝાડની પાતરી.

આ સઘળા આલાતો લઈ બરશનુમ આપનારા બે મોબેદો બરશનુમગાહમાં જાએ. બરશનુમ લેનાર મોબેદ પણ ત્યાં આવી, કસ્તી પાદીઆબ[2] કરી સામેજ બનાવેલી બીજી બહારની પાવી[3] માં બેસે. બરશનુમ આપનારા બે મોબેદોમાંથી એક જણ દક્ષિણ દિશા તરફ બરશનુમ ગાહની વચમાં બાજુથી થોડીક પાવી કાઢીને તેમાં સઘળા આલાતો મૂકે. પછી પાણીનાં કહારણું ૨ ભરી લાવીને બંને જણા એક કલસીઓ છે તેમાંથી કુસ્તી પાદીઆબ કરે. એક જણ પેહલાં કુલિઆં બે પાવ કરી તેને તડકામાં બરાબર સૂકવે. એક કુલિઆમાં પિવાની નિરંગદીન થોડી રેડે અને અંદર થોડી ભશમ[4]

---

+ નવ–ગાંઠવાળી લાકડી. એનાથી રીમની નવગાંઠ સુધી પુગા વળતી નથી. જરથોસ્ત સાહેબના હાથમાં જે લાકડી છે, તેજ નવગરેહ છે.

૧. મિનો નાવરની ક્રિયા કરે. ૨. એ અવસ્તાનો 'પઇત્યાપ' (પઇતિઆપ) શબ્દ છે, જેનો અર્થ–શરીરના ઉઘાડા ભાગપર પાણી નાંખી તેમને સાફ કરવા–એવો થાય છે. ૩. રેતી પાંથરી અલાયદી કાંધેલી જગ્યા કરી છે તેમાં કોઇથી અંદર જવાય નહીં. ૪. આતશ બેહેરામની પવિત્ર રાખ.

નાંખે. પછી યોજદાથરેગર મોબેદને પેલા કહારણુંમાનાં ચોખ્ખાં પાણીએ નહાવા એક જુદી જગ્યાએ બેસાડે પછી બીજી પાવી કહાડી ને જયાં ત્રણ પથ્થર મુકેલા છે, અને તેની પાસે બીજા ત્રણ પથ્થર મુકેલા છે (જેને પાહડીયાં કહે છે) ત્યાં બીજો મોબેદ પેલા બરશનુમ લેનાર આગળ આવી તે મોબેદ નજદીક દાડમની પાતરી લેઈ જઇ બરશનુમ લેનારને ડાબા હાથે ગીરેબાન પકડાવે અને જમના હાથે પેવંદ કરાવીને તેમાં પાતરી મુકે, તે બરશનુમ લેનાર નાની "**યથા આહુત યજમઇદે,**" નામની બાજ ધરીને પેલી પાતરી ચાવે, અને તેનો રસ ગળી છુંછો થુંકી નાંખે પછી પેલોજ મોબેદ પીવાનાં નીરંગનું કુલિઉ લાવી તેના પએવંદ કીધેલા હાથમાં મુકે ને તે બરશનુમ લેનારને બાજમાં પઢાવે.

* "**ઇન ખુરમ, બ પાકીએ તન, અશોઇએ રવાન.**"

એમ તે બરશનુમ લેનારને બોલાવીને નીરંગ પાએ. એમ ત્રણ વખત પઢાવે ને ત્રણ વખત નિરંગ પાએ, પછી કુલિઉ દુર નાંખે ને બાજ મુકી કુશ્તી કરી જેને નામનું બરશનુમ લીધું હોય તેને નામની પતેત કરે. પછી જે મોબેદે કુલિઆં અને કહારણાં પાક કીધાં છે તે ધણી જયાં જુદી પાવીમાં ત્રણ પથ્થર મુકેલા છે ત્યાં "**ક્ષનઓથ્ર અહુરએ મજદાઓ અષેમ વોહુ** (૧)" પઢીને પોતાનાં કપડાં સઘળાં છોડે, પદાન પાઘડી સઘળું કહાડે અને બીજી પાવીમાં ગોઠવેલા ત્રણ પથ્થર પર બેસે. પછી બીજો મોબેદ પાવ કરીને પાણી નાંખેલું કહારણું પેલી સામેની પાવીમાંથી લેઇને તેની આગળ લેઇ જાએ, અને તેનાં કાઢેલાં કપડાં ઉપર કહારણાંથી જરા પાણીનો કટરો નામીને તેની ઉપર મુકે. પછે પેલો મોબેદ તે કહારણાંમાંના ચોખાં પાણીથી નહાએ, કપડાં પહેરે, પદાન નીચુંજ રાખીને પાઘડી પહેરે. પછી કુશ્તી ખાંધપર નાંખીને "**કેમના મજદા**" પઢીને કુશ્તી પુરી કરીને પાછો બરશનુમ ગાહની જગ્યાએ આવીને ખીલો બાંધેલી મોટી નવ-

---

* **અર્થ**—આ નિરંગ હું મારા તનની પાકી જગી અને આત્માની અશોઇને માટે પીઉં.

ગરેહ જમણા હાથમાં પકડે, અને ચમચો બાંધેલી નાની નવગરેહ ડાબા હાથમાં પકડે, પછી જ્યાં પથ્થરના પાહાડીઆં ગોઠવેલાં છે–૧૧ પાહાડીઆં ત્રણ ત્રણ પથ્થરનાં અને ૧૦ પાહાડીઆં પાંચ પાંચ પથ્થરના પૂર્વ દીશાએ ગોઠવેલાં હોય છે–ત્યાં આવી ઉગમણે મોઢું કરી ઉભો રહી પેહેલાં ત્રણ પાહાડીઆંપર મોટી નવગરેહનો ખીલો મૂકી પઢે,–'' **ક્ષનઓથ્ર અહુરએ મજદાઓ અશેમચોહુ** (૧) (આખી પઢવી) **યથા અહુ વૈરીઓ** (૫), (આખી પઢવી) પછી બાજમાં દસ્તુરી[1] પઢે—

"**બ દસ્તુરીએ દાદાર અહુરમજદ, બ દસ્તુરીએ અમેસાસપંદાન, બ દસ્તુરીએ શરોષ અશો, બ દસ્તુરીએ જરથુસ્ત્ર સ્પીતામાન, બ દશ્તુરીએ આદરબાદ મારેશ્પંદાંન, બ દશ્તુરીએ દશ્તુર (ફલાના)[2] બાશદ.**"

[ પ્રગટ પઢે ] **અષેમ વોહુ** (૩) **ફ્રવરાને માજદયશ્નો જરથુત્રિશ વીદએવો અહરએત્કએશો.** ( જે ગેહ હોય તે પઢે) **ફ્રસસતયએચ સ્રઓષહે અષ્યેહે. તખમએ તનુ–માંથ્રહે. દરેસ્રી–દ્રઓશ, આઉઇરીયેહે, ક્ષનઓથ્ર. યસનાઇચ. વહમાઇચ ક્ષનઓથરાઇચ. ફ્રસસતયએચ. યથા અહુ વેરીઓ જઓતા ફ્રામે મરૂતે. અથા રતુશ અશાત ચિત હચ. ફ્રાઅષવ વિદવાઓ મ્રઓતુ. અષેમ** [ બાજમાં બીજી વાર બોલે— '**અષેમ**' ]

પછી બરશનુમ ગાહની ઉત્તર દિશા તરફની પાવીને છેડેથી ખીલાવાળી મોટી નવગેરેહથી કસ ખેંચે, અને એક દીશાનો કસ ખેંચતાં ખેંચતાં **યથા અહુ વેરીઓ** ( ૪ ) પઢે. પછી પુર્વ દિશા તરફ જગ્યાએ કસ ખેંચતા **યથા અહુ વેરીઓ** ( ૩ ) પઢે. પછી

---

૧ 'દસ્તુરી,' એટલે રજા. દસ્તુર એટલે રજા આપનાર.

૨ જે શેહેર કે ગામમાં આ ક્રિયા થતી હોય ત્યાંના દસ્તુરનું નામ બોલવું. હાલમાં મુંબઇમાં એકથી વધારે દસ્તુરો હોવાથી ભગરીઆઓ નવસારીના દસ્તુરનું નામ દેછે, અને બીજા પંથવાળાઓ પોતાના વડાનું નામ દેછે.

દખણુ દિશા તરફની જગ્યાએ કસ ખેંચતાં **યથા અહુ વેરીઓ** (૩) પઢે, પછી આથમણુ દિશા તરફની જગ્યાએ કસ ખેંચતાં **યથા અહુ વેરીઓ** (૩) પઢે.

આ રીતે (૧૩) **યથા અહુ વેરીઓ** પઢતાં બરશનુમ ગાહની આસપાસ ચોતરફની પાવીમાં નવગરેહના ખીલાએ કરી કસ ખેંચે, પછી તેજ નવગરેહથી પાહાડીઆંની આસપાસ નીચે પ્રમાણે કસ ખેંચે. પહેલાં ત્રણ પથ્થર મૂકીને પાંચ પાંચનાં ત્રણ પાહાડીઆંની વચે (૩) કસ ખેંચે, તેની સાથેજ તેને લગતાં બીજાં પાંચ પાંચનાં ત્રણ પાહાડીઆં અને ચોથો છેલ્લો મોટો પથ્થર સાથે લઈને (૩) કસ બીજા ખેંચે. આ પ્રમાણે ૯ કસ ખેંચે, પછી બંધે બાજુના પાંચ પથ્થરના ત્રણ પાહાડીઆ મુકીને, વચમાંના પાંચ પાંચ પથ્થરના ત્રણ પાહાડીઆંની આસપાસ (૩) કસ બીજા ખેંચે.

આ રીતે સઘળા કસ ખેંચાઇ રહે અને બરશનુમગાહ તૈયાર થાએ એટલે પેલો કસ ખેંચનાર (બરસનુમ આપનાર) ધણી પાછો પહેલાં ત્રણ પથ્થરના પાહાડીઆ આગળ આવી બાજ મુકે.

[બાજમાં પઢે] **શરેઓ અશો, તગીતન ફરમાન, શેકફત જીન, જીન અવજાર, સાલારે, દામાને, અહુરમજદ બેરસાદ, અએદુનબાદ.**

[પ્રગટ પઢે] **યથા અહુ વેરીઓ (૨) યસનેમચ વહમેમચ અઓજસચ જવરેચ, આફ્રીનામે, સ્રઓષએ અષ્યેહે તખ્મએ તનુ-માથ્રહે દરષી દ્રઓશ આહુઇરીયેહે અષેમ વોહુ (૧).**

એટલું પઢી નવગરેહ હાથમાંથી મુકી આલાત-પાવ કરવાની પાવીમાં જઇ ઉભો રહે. પછી બીજો મોબેદ સગને (કુતરાને) લેઈ બરશનુમગાહની ચોતરફની પાવીની બહાર ઉત્તર દિશા તરફ બીજી પાવીમાં આવી ઉભો રહે. પછી બરશનુમ લેનાર ધણી બરશનુમ-ગાહની બહાર બીજી પાવીમાં આવી ઉભો રહી બાજ લે—



**બરશનુમની ક્રીયા કરવાનો દેખાવ.**

બરશનુમની ક્રીયા એક પાયા છે. દરેક મોબેદોએ પાવ મેહલમાં પવિત્ર ક્રીયા કામ કરવા આગમજ આ ક્રીયામાંથી પસાર થવુંજ જોઇએ છે. આખી નવ રાતો અને દીવસ આ સખ્ત ક્રીયાઓમાંથી એઓને પસાર થવું પડે છે.

**"ક્ષનઓથ્ર અહુરએ મજદાઓ અષેમ વોહુ (૧) (બાજમાં પઢે) હુમત, હુખ્ત, હુવરેસ્ત, હુમનશ્ને, હુગત્રશ્ને, હુકુનશ્ને (ફલાનાનું)* તનપાક."**

એટલું પઢી આગળ બીજી પાવીમાં જઈ મુંગે મોઢે કપડાં કાઢીને પાહાડીઆં આગળ જઇ પહેલા ત્રણ પથર મુકીને પાંચ પથ્થરના પાહાડીઆં ઉપર બેસે. પછી પેલો કસ કાઢનાર મોબેદ પાવીમાંથી બહાર આવી ચમચો બાંધેલી નાની નવગરેહ જમણા હાથમાં પકડે, અને મોટી નવગરેહ ડાબા હાથમાં પકડે. બરશનુમ લેનાર પોતાનો જમણો હાથ પોતાના માથાપર મુકે. પેલો જોતી મોબેદ નવગરેહવાળો ચમચો તેના માથા ઉપરના હાથપર મુકે, બરશનુમ લેનાર ધણી પોતાનો ડાબો હાથ પાછો તે ચમચાપર મુકે, તે એવી તરતીબથી કે બરશનુમ લેનારનો હાથ પેલી નવગરેહની લાકડીને નહીં લાગે, પણ ફકત ચમચાનેજ લાગે પછી તે બરશનુમ લેનાર મોબેદ નીચેનાં અવસ્તા એકલો પઢે.—

**અષેમ વોહુ (૩) ફ્રવરાને મજદીયશ્નો જરથુશતરીશ. વીદએવો અહુરએ ત્કએશો.** (જે ગેહે હોય તે પઢે) **ફ્રસસ-તયએચ સરોષહે અશીએહે. તખમહે, તનુમાથ્રહે દરેશી દ્રએશ આહુઇરીયેહે. ક્ષ્નઓથ્ર યસનાઇચ વહમાઇચ ક્ષ્નઓથ્રાઇચ ફ્રસસતયએચ યથા અહુ, વેરીઓ, જઓતા, ફ્રામે મરૂતે અથા રતુશ, અષાત ચિત હચ ફ્રા અષવ વિદવાઓ મ્રઓતુ. અષેમ,".**

એટલું પઢી ચમચાવાળી નવગરેહ ઉંચકી પોતાની પાવીમાં જઇ પુલિઆમાં ચોપરવાનો નિરંગ લાવી ચમચાથી ત્રણ વખત બરશનુમ લેનારને આપે તે નિરંગને નીચે પ્રમાણે પોતાના શરીર પર લગાડે:—

પહેલાં પોતાના હાથને બાજુ સુધી લગાડે, પછી માથાપર પછી મોંઢાપર, જમણા કાનપર, ડાબા કાનપર, જમણી ખાંધ, ડાબી

---

* જેનાં નામનું બરશનુમ લીએ તેનું નામ અહીં દે.

ખાંધ, પછી જમણી બગળ, ડાબી બગળ, છાતી, પીથ, જમણું થાન ડાબુ થાન જમણી પાંસળી અને ડાબી પાંસળી, જમણું કુલ્લુ, ડાબુ કુલ્લું, પછી છુપી જગ્યાએ પાછળથી લગાડતો આગળી જગ્યાએ આવે, પછી જમણી જાંગ અને ડાબી જાંગ, જમણું ગુંઠણુ અને ડાબું ગુંઠણુ, જમણો નળો અને ડાબો નળો, પગની જમણી ઘુંટી અને ડાબી ઘુંટી, જમણી પાટલી અને ડાબી પાટલી, જમણા પગનું તળિઉં અને ડાબા પગનું તળિઉં અને છેવટ જમણા પગનાં આંગળાં અને ડાબા પગનાં આંગળાંપર ચોપડે.

પછી બીજો મોબેદ **સગ** લઈને બરશનુમ લેનારની આગળ આવે ત્યારે તે બરશનુમ લેનાર તેના ડાબા કાનને પોતાનો ડાબો હાથ લગાડીને અતરંગ રાખે અને સગને પાછો તેની જગ્યાપર બીજી પાવીમાં લેઇ જાએ અને જોતી મોબેદ પોતાની પાવીમાં ઉભો રહેલો છે ત્યાંથી બહાર આવીને હાથમાં મોટી નવગરેહ પકડીને **કેમના મજદા નેમસ્ચા યા, આરમઇતીશ ઈજાચા** સુધી પઢે ને બરશનુમ લેનારને (૨) જા પાંચના પાડીઆ પર બેસવાને નવગરેહ મુકીને દેખાડે. તેવારે તે બરશનુમ લેનાર "**નેમસ્ચા યા આરમઇતીશ ઈજાચા.**" મોઢેથી પઢીને (૨) જા પાંચનાં પાડીઆં ઉપર જઇ બેસે.

પછી પેલો મોબેદ કુલિઆંમાં નિરંગ લાવીને ચમચાથી (૩) વખત આપે અને પાછો પોતાની પાવીમાં જાએ. બરશનુમ લેનાર ઉપર જણાવ્યા પ્રમાણે નિરંગ લગાડે. બીજો મોબેદ **સગ** લાવે, તેના ડાબા કાનને ડાબો હાથ લગાડી હાથ એલાએદો રાખે, પછી **સગને** તેની જગયાપર પાછો લઇ જાએ. જોતી મોબેદ પાવીમાંથી બાહેર આવી નવગરેહ લઇને-"**કેમના મજદા થી આરમઇતિશ ઇજાચા**"-સુધી પઢીને બરશનુમ લેનારને (૩) જા પાંચના પાહાડીઆં પર બેસવા નવગરેહ મુકી દેખાડે, પછી તે-"**નેમસચા ઇઆ આરમઇતીશ ઇજાચા**"-મોઢે પઢીને (૩) જા પાંચના પાહાડીઆં પર બેસે.

પછી તે મોબેદ નિરંગ લાવી ચમચાએ (૩) વખત આપી પાછો પોતાની પાવીમાં જાએ, અને બરશનુમ લેનાર નિરંગ ચોપડે

પછી બીજો મોબેદ **સગ** લાવે, તેના ડાબા કાનને ડાબો હાથ લગાડી અતરંગ રાખે, અને સગને તેની જગ્યાએ લઇ જાએ પછી પેલો મોબેદ પાવીમાંથી બહાર આવી નવગરેહ હાથમાં પકડી— "**કેમના મઝદાથી ઇજાચા**" સુધી પઢીને બરશનુમ લેનારને (૪) થા પાંચનાં પાહાડીઆં પર બેસવાને નવગરેહ મુકી દેખાડે. પછી તે "**નેમસચા યા આરમઇતિશ ઇજાચા** પઢી" (૪) થા પાંચના પાહાડીઆ પર બેસે.

પછી તે મોબેદ નિરંગ લાવી ચમચાએ ત્રણ વખત આપી પાછો પોતાની પાવીમાં જાએ અને બરશનુમ લેનાર નિરંગ ચોપડે* પછી બીજો મોબેદ સગ લાવી તેના ડાબા કાનને ડાબો હાથ લગાડી અતરંગ રાખે અને **સગને** તેની જગ્યાએ લેઈ જાએ પછી પેલો મોબેદ પાવીમાંથી બહાર આવીને નવગરેહ હાથમાં પકડીને "**કેમના મજદ્દા થી ઇજાચા**" સુધી પઢી તે બરશનુમ લેનારને (૫) માં પાચનાં પાહાડીઆં પર બેસવા માટે નવગરેહ મુકી દેખાડે, અને તે "**નેમસચા ઇઆ આરમઇતીશ ઇજાચા**" પઢીને (૫) માં પાંચનાં પાહાડીઆપર બેસે.

પછી તે મોબેદ નિરંગ લાવી ઉપર મૂજબ ક્રિયા કરી ભણતર ભણે ને તે બરશ્નુમ લેનાર ( ૬ ) ઠા પાંચનાં પાહાડીઆંપર બેસે.

પછી તે મોબેદ નિરંગ આપી ઉપર મુજબજ ક્રિયા કરી બેસે.

પછી તે મોબેદ ચમચાથી ૧૮ વખત રેતી તે બરશ્નુમ લેનારને આપે, તે બરશ્નુમ લેનાર તેને બધે શરીરે ચોપડે. તે મોબેદ પાછો પોતાની પાવામાં જાએ અને બીજો મોબેદ **સગ** લાવે, તેના ડાબા કાનને ડાબો હાથ લગાડી અતરંગ રાખે ને સગને તેની જગ્યાએ લઇ જાએ. પેલો મોબેદ પાવીમાંથી બહાર આવીને નવગરેહ હાથમાં પકડીને "**અહુનેમ વઇરિમ તનુમ પાએતે યથા અહુ વૈરીઓ (૧) કેમના મજદ્દા–થી ઇજાચા**" સુધી

* અગાઉ માફકજ સત્રજી વખતે નીરંગ આખાં શરીરને તમામ લગાડવો.

પઢી બરશનુમ લેનાંરને (૮) માં પાંચનાં પાહાડીઆંપર બેસાડવા નવગરેહ મુકી દેખાડે પછી તે "**નેમસચા ઇઆ આરમઇતિશ ઇજાચા**" પઢીને ત્યાં બેસે.

પછી તે મોબેદ પુલિયાંમાં **આવ** ( પવિત્ર નીરંગદીનનું પાણી ) લાવીને ચમચાએ (૩) વખત આપે ને પાછો પોતાની પાવીમાં જાએ. બરશ્નુમ લેનાર તે **આવ** ને ઉપર જણાવેલી તરતીબ[૧] પ્રમાણે બદનપર લગાડે. બીજો મોબેદ **સગ** લાવે, તેને તેના ડાબા કાનને ડાબો હાથ લગાડી અતરંગ રાખે અને **સગ**ને તેની જગ્યાએ લઇ જાએ, પછી પેલો મોબેદ પાવીમાંથી બહાર આવી નવગરેહ હાથમાં પકડી "**અહુનિમ વઈરિમ તનુમ પાઇતે, યથા અહુ વઇરીઓ (૧) કેમના મજદા થી ઇજાચા.**" સુધી પઢી તે બરશનુમ લેનારને ૯માં પાંચના પાંહાડીઆંપર બેસાડવાને નવગરેહ મુકી દેખાડે. પછી "**નેમસચા ઈઆ આરમઇતિશ ઇજાચા.**" મોઢે પઢીને તે ૯ માં પાહાડીઆ પર બેસે.

પછી તે મોબેદ કુલીઆમાં **આવ** લાવી પાછો ઉપર પ્રમાણે ક્રિયા અને ભણુતર કરે ને ત્યાંજ ઉભો રહે ને તે બરશનુમ લેનાર પણ ઉપરના શબ્દો તેજ ૯ માં પાહાડીઆપર બેશીને પઢે.

પછી તે મોબેદ કુલીઆમાં **આવ** લાવી પાછો ઉપર પ્રમાણે ક્રિયા અને ભણુતર કરે ને બરશનુમ લેનારને ૧૦ માં છેલ્લા પાહાડીઆં પર નવગરેહથી બેસવા દેખાડે ને તે ધણી ઉપર પ્રમાણેનાજ શબ્દો બોલી ત્યાં આવી બેસે.

પછી તે મોબેદ કૂલીઆમાં **આવ** લાવી ઉપર પ્રમાણે કરી **નેમસ્ચા યા આરમઇતીશ ઇજાચા** સુધી પઢીને ઉભો રહે ને તે ધણી તેજ ૧૦ માં પાહાડીઆપર બેસીને '**નેમસચા**' નું પદ પાછું પઢે.

પછી તે મોબેદ પુલિઆમાં **આવ** લાવી ઉપર પ્રમાણે કરે અને તે ધણી પાછો '**નેમસચા**' નું પદ પઢી ત્યાંજ બેસી રહે.

---

૧. નિરંગ માફકજ.

પછી તે મોબેદ કુલિઆમાં **આવ** લાવી ચમચાથી (૩) વખત આપીને પાવ પુલિઆને દુરથી તે જગ્યાએ મુકી તેની આસપાસ પાવી કાઢી મુંગે મોઢે પોતાની પાવીમાં જઈ **આવ** નાંખેલું પાણીનું કાહારણું લાવી તેમાંથી પેલા પાવ પુલિઆમાં થોડો **આવ** નાંખે. પછી તે કાહારણું તે ધણીપર (૩) વખત રેડીને તેને નવાડે. પછી પાછો પોતાની પાવીમાં જાએ અને બીજો મોબેદ સગ લાવે, તેના ડાબા કાનને ડાબો હાથ લગાડી અતરંગ રાખે, અને સગને બરશ્નુમગાહની બાહેર લેઇ જાએ. પેલો મોબેદ પાવીમાંથી આવીને નવગરેહ હાથમાં પકડીને "**અહુનેમ વઇરીમ તનુમ પાઇતે** (ત્રણ વાર પઢે) **યથા અહુ વૈરીઓ** (૧) "**કેમના મજદાથી તે ઇજાચા**" સુધી પઢીને ઉભો રહે.

પછી તે ધણી મોટાં પાહડીયાંપર ત્યાંજ બેસીને "**નેમસચા**" નું આખું પદ પઢે. પેલો મોબેદ તેના કપડાં લાવીને ત્યાં મુકેલાં પુલિઆંમાંના **આવ**નો એક કતરો તેના કપડાંપર નાંખે અને બાકીનો ભાગ તે ધણીનો ડાબો હાથ જે સગના કાનને લગાડેલો છે તે પર નાંખે અને તેનો હાથ પાક કરે, અને પાછો પોતાની પાવીમાં જઈ ઉભો રહે.

પછી તે ધણી પોતાનાં કપડાં પહેરે અને કુસ્તી બાંધપર નાંખી જામો પહેરે તેની બોંય લાંબીજ રાખે. પછી પેલો મોબેદ પાવીમાંથી તેની આગળ આવે અને બંને નવગરેહ પોતાના હાથમાં પકડે.

પછી બરશ્નુમ લેનાર જામાની જમણી તરફની ચાર (છેડો) પોતાની ડાબી બાંધપર નાંખે અને તેની નીચે પોતાનો ડાબો હાથ રાખે. તે હાથના જામાના પેવંદપર પેલો બરશ્નુમ દેનાર મોબેદ નવગરેહનો ચમચો મુકી નવગરેહ પકડી ઉભો રહે, બરશનુમ લેનાર પોતાના જામાની બાંહેના પેવંદ સાથનો હાથ પાછો પેલા ચમચાપર મુકે, તે એવી તરતીબથી કે તેના હાથનું પેવંદ નવગરેહને નહીં લાગે, પણ ચમચાનેજ લાગે. પછી પેલો મોબેદ બરશનુમ લેનાર એકલો બાજ મુકે:—

**" નેમસચા દઇઆ આરમઇતીશ ઇજાચા.** (ત્રણ વાર પઢે.) **યથા અહુ વૈરીઓ (૨) યસનેમચ વહેમમચ અઓ-જસચ જવરેચ આફ્રીનામે સ્રઓષહે અષ્યેહે તખમહે તનુ-માથ્રહે દરશી-દરોશ આહુએરીયેહે." અષેમ વોહુ (૧) અહમાઇ રએશ્ચ. હજંઘરેમ. જસમે. કેરફે મોજદ. અષેમ વોહુ (૧).**

એટલું તમામ પઢયા પછી બરશનુમ દેનાર અને લેનાર બંને સાથે ઉપર જણાવ્યા મુજબ બાજ મુકે, પછી તે મોબેદ બરશનુમ લેનારને પઢાવે:—

**" જદહો[૧] નસસ સરો-તન પાક અશાહી રવાન "—**
**" શગ અશો હીરબદ પાક "** (ત્રણ વાર.)

એટલું પઢાવીને નવગરેહ ઉચકી લે. પછી બરશનુમ લેનાર **' અહુરમજદ ખોદાએ '** પઢીને કુસ્તી કરે.

અહીં બરશનુમ આપવાની ક્રિયા સંપૂર્ણ થઈ.

---

૧ બીજી કેતાબોમાં જંદેહ છે તે ભુલ છે. પણ ખરો શબ્દ (ફા.) ' જદહ ' છે.

☞ જે મોબેદ બરશનુમ આપે છે તેવણુને જોતી મોબેદ તરીકે ઓળખાવ્યા છે.

જેવન સગ ( કુતરો ) પકડે છે તેવણુને રાથવી તરીકે સમજવું.

# નવસો* નહાવાની ક્રિયા.

બરશનુમ લેવાની ૩ રાત પુરી થાય પછી જે ગેહેમાં બરશનુમ લીધું હોય તે ગેહેમાં **નવસો** નાહે૦

બરસનુમગાહમાં જયાં રેતી પાંથરેલી હોય તે જગ્યે (૩) પથ્થર મૂકી, તેની આસપાસ (૩) કસ કહાડી ચોતરફથી પાવી કહાડીને તે જગ્યા તૈયાર કરે. પછી બરશનુમ વાળો મોબેદ ખુબનો ધણી એક કહારણું ચોખ્ખું કરી પાવ કરીને તેમાં આવ નાખે, એક કુલીઉં પાવ કરી સુકવીને તેમાં ચોપડવાનો નિરંગ નાંખી તૈયાર કરે. પછી નવસો નહાનાર ધણી તે તૈયાર કરેલી જગ્યે જઈ બીજી પાવીમાં ઉભો રહી "**ક્ષ્નઓથ્ર અહુરહે મજદાઓ અષેમ વોહુ (૧)**" પઢી કપડાં કાઢી બીજી પાવીમાં મૂકી પેલા ૩ પથ્થરપર ઉગમણું મોહું કરી બેસે. પછી પેલો મોબેદ પાવ કીધેલું કુલીઉં લઇને તેની આગળ પાવી કાઢીને તેની અંદર મૂકે. પછી પેલો ધણી જમણો હાથ પોતાનાં માથાંપર મેલીને મોહડેથી પઢે યાને બાજ લીએ.

"**અષેમ વોહુ (૩) ફ્રવરાને માજદયસ્નો જરથુશ્ત્રીશ વીદએવો અહુરએ** [જે ગેહ હોય તે પઢે] **ફ્રસસ તયએચ સ્રઓષહે અષયેહે તખમહે તનું-માંથ્રહે દરેષિ દ્રઓશ આહુઇરીએહે ક્ષ્નઓથ્ર યસ્નાઇચ, વહ્માઇચ, ક્ષ્નઓથ્રાઇચ, ફ્રસસતયએચ યથા અહુ વઈરીઓ જોતા, ફ્રામે મરૂતે અથારતુશ અશાત ચીત, હચા ફ્રાઅષવ વિદવાઓ ગ્રઓતુ અહુ- નેમ વેરીમ તનુમ પાઇતે** (ત્રણ વાર પઢે)

---

* **નવસો**નો અર્થ–'નવ વખત ધોવું' એવો થાય છે. એ ફારસી શબ્દ છે, 'નવ'–અને 'સુસ્તન'– ધોવું. ૩ વખત નિરંગ, ૩ વખત ખાક અને ૩ વખત આબ–એમ આપવામાં આવે છે.

**યથા અહુ વેરીઓ (૧) કેમના મજદા.** [ આખી પઢે ] **આસતુએતીશ અશહે."**

અહીં સુધી પઢી પેલું નીરંગનું ફુલીઉં પોતાનાં હાથમાં લઇ પોતાના બદનપર સઘળી જગાએ લગાડે. ફુલીઉં બીજી પાવીમાં નાંખે. પેલો મોબેદ આવનું કાહારણું લાવી તેનાં ધોએલાં બીજાં પહેરવાનાં કપડાંપર જરા પાણીનો કતરો નાખે ને તે કાહારણું તેની આગળ મૂકે. તે ધણી પોતાને હાથે તેમાંના પાણીથી પોતાનું તન ધોએ અને નાહે. કપડાં પહેરી કુસ્તી ખાંધપર મૂકી ખોરશેદ સામે મોંહ કરી ઉભો રહી બાજ મુકે :—

"**નેમસ્ચા ઇઆ આરમઇતીશ ઇજાચા**" (૩ વાર પઢે) **યથા અહુ વેરીઓ (૨) યશ્નેમચ** [જાવત][1] **આફ્રીનામે સ્રઓષહે અષયેહે તખમહે તનુ-માથ્રહે દરેશી દ્રઓશ આહુઈરીઅહે અષેમ વોહુ (૧). અહમાએરસ્ચ. હજંઘરેમ. જસમે. કેરફે મોજદ. અષેમ વોહુ (૧)** પઢીને હોરમજદખોદાએ પઢી કુશ્તી કરે પછી પતેત કરે.

એજ રીતે બીજી વખત સાતમે દહાડેના અને ત્રીજી વખત દસમે દહાડે નવસો નાહે. બીજી વખત નાહતી વખતે પાણીના **બે** વાસણ લે, અને ત્રીજી વખત નાહતી વખત પાણીના **ત્રણ** વાસણ લીએ. એ રીતે નવસોની ક્રિયા પુરી થાય.

---

૧ જાવત—એટલે બાકીનો ભાગ; એની આગળ અને પાછળ જે શબ્દો લખ્યા હોય તેની વચમાંનો ભણવાનો ભાગ.

**બરશનુમ** ની ક્રીયા હાવન અને ઉજીરવન ગાહમાં થાય છે પણ કેટલા એક પંથવાળા સાહેબો ઉજીરવન ગાહમાં બરશનુમની ક્રીયા કરતા નથી. આ સઘળી છપાયલી ક્રીયાઓ સઘળા પંથોમાં એકસરખી રીતે ચાલુ છે પણ કંઇક નજીવો હેરફેર કોઇ કોઇ પંથમાં રહેલો જોવામાં આવે છે જે સમજફેરનો હોય એટલુંજ માની લેવાય છે. આપણી પાસે સત્તાધારી આગળનાં પુસ્તકો હાલે મોજુદ ન હોવાથી આ ક્રીયાઓમાં આપણે કંઇ પણ ફેરફાર કરી શકયે નહી. આ ક્રીયાઓ ઘણીજ મોટેબર છે એની ખુબીઓ અપાર છે. આ પવિત્ર ક્રીયાની ખુબીઓ જે બરશનુમનો ધણી હોય તે ઘણો સારી રીતે સમજી શકે છે જેને કુદરતીજ સારી આગાહી થાય છે.

# મીનો નાવરની મોટી ખુબ કરાવવા વિષે.

જે બરશનુમના ધણી પાંચ તાહેની[1] ખુબ યા મિનો નાવર ની મોટી ખુબ કરવા ચાહે, અથવા હરેક યજદ અમેસાસ્પંદની કે અશો રવાનની નઇયતે ઇજશ્ને કે વંદીદાદ કરવા ચાહે, તો તે ધણી પાકી પવિત્રાઇનાં તન તથા પાકીજે કપડાં તનમાં રાખીઆ સાથે તથા પાક મનશ્ની સાથે દરેમેહેરમાં આવી પાદીઆબ કુસ્તી કરે, અને જો તે મોબેદને વડી ખુબ તૈયાર હોય તો તે તૈયાર ખુબે ઇજશ્ને તથા વંદીદાદ કરે, અને જો તે દીને ખુબ તૈયાર ન હોય,[2] તો પ્રથમ ખુબ કરી પછી યજશ્ને કરે.

# બરસમ બાંધવાની ક્રિયા.

બરશ્નુમવાલો મોબેદ દરેમેહેર મધે પહેલાં ૧ કળશીઓ મોટો અને ૧ તાંમડી ઉજાળી સાફ કરી ૩ વાર કુવાના પાણીએ ચોખી કરી ભરી લાવે, પછી પદાન બાંધી ઈજાર[3] પહેરીને પાવ કરવાના કળશીઆને પથ્થરપર કે ધાતુના ખુમચામાં મૂકી, તાંમડી ઉંચકી તેમાનું પાણી તે ભરેલા કળશીઆપર છલકાઇને બહાર પડે તેમ નામે અને તે પાણી નામતાં નામતાં નીચલા અવસ્તા પઢેઃ—

“ક્ષનઓથ્ર અહુરએ મજદાઓ અષેમ વોહુ (૧).”

એમ પઢી એકવાર કળશિઆપર તામડીમાંનું પાણી નાંખી પાવ” કરતાં [ બાજમાં પઢે ] ચોજદાથ્ર જરહેવરકશ.

---

૧ તાર. ૨ તે મોબેદે મીનો નાવરની ઇજસ્ને નહીં કીધી હોય. ૩ સાંકડા પાએજાનો સુરવાળ.

પછી બીજીવાર પઢે:—**ક્ષનઓથ્ર અહુરએ મજદાઓ અષેમ વોહુ (૧).**

એમ પઢતાં બીજીવાર પાણી નાંખી પાવ કરતાં બીજીવાર [ બાજમાં પઢે ] “ **યોજદાથ્ર જરહે ફ્રેરાંકરદ.** ”

પછી ત્રીજીવાર પઢે:—**ક્ષનઓથ્ર અહુરએ મજદાઓ અષેમ વોહુ (૧)** એમ ત્રીજીવાર પઢતાં પાણી નાંખી તે કળશિયાને પાવ કરતાં ત્રીજીવાર [ બાજમાં પઢે ] “ **યોજદાથ્ર જરહે પઇતી હરવેસ્પ મિનો આબે પાક અરદુઇશુર યોજદાથ્ર.** ”

આ રીતે (૩) વખત પાણી રેડી ક્રીયા કરી ભણે ત્યારે તે કળશિયો પાવ થએલો કહેવાય.



## બરસમનાં* તાએ ગચના કે છીણીના ઝાડના બનાવવામાં આવે છે તેની વિગત.



[ જે ઝાડની ડાળી બરસમને લાયક હોય અને જેમાંથી તાએ લેવા હોય તે પાતળી ડાળનાં પાંદડાં તથા ગાંઠ છરીએ

---

* અવસ્તા—‘ બરેસ્મન ’; ફ્રા૦ બરસમ એનો ઉપયોગ મોબેદો ઇજશ્ને વંદીદાદ વગેરે ક્રિયાઓમાં કરે છે, એ આગળ છીણી વગેરે ઝાડની ડાળીઓ કાપીને બનાવવામાં આવતી હતી તે કાપવાની ક્રિયા અત્રે આપવામાં આવી છે. જે ઝાડની ડાળીમાંથી તીર બનાવવામાં આવે છે તે છીણીનાં ઝાડ કહેવાય છે. હાલમાં એ ‘ બરસમ ’ માટે ડાંખળીઓની સળીઓને બદલે પીતલનાં તાર વાપરવામાં આવે છે, એ બરસમની ક્રિયા ઘણાજ પુરાણા વખતની છે હાલમાં જુદી જુદી ક્રિયાઓમાં એ પીતલના તારનાં તાએ જુદી જુદી સંખ્યામાં વપરાય છે. વંદીદાદમાં ૩૫) તાએ વપરાય છે, તેમાં ૩૩) બરસમનાં બદલામાં, ૧) **માહરૂઈ** જેનીપર બરસમ મૂકવામાં આવે છે તેના પગ ઉપર, અને ૧) **જોર**ના પ્યુલીઆં ઉપર મૂકવામાં આવે છે. **ઈજશ્ને**માં ૨૩), તેમાનાં ૨) ઉપર પ્રમાણે બહાર રહે છે. **રપીથ્વન**ની ઇજશ્નેમાં ૧૫); **વિસ્પરદ**માં ૩૫); અને **બાજ**માં ૫) તાએ અને એક જન ‘ હેરએદ ’ થાય, ત્યારે **મીનો નાવરની બાજ** ધરે તેમાં ૭) તાએ લે છે.

અગાઉથી સોહોરીને સાફ કરી રાખવા, પછી બરસ્નુમવાળો મોબેદ પાવ કીધેલો કળશિઓ ડાબા હાથમાં લેઇ લોઢાના હાથાની છરીનો કાપલો સાથે રાખી તે ઝાડ આગળ જાએ, તે વેળાએ તે જગ્યાની પાવીથી બીજા આદમીઓને દુર રાખે,[૧] ત્યાં જઇ તે ઝાડને નેમાજ કરી પહેલો તાએ પાવ કરવા નીચે પ્રમાણે પઢઃ—

**ક્ષનઓથ્ર અહુરએ મજદાઓ અષેમ વોહુ** (૧) એમ પઢતાં છુરી જમણે હાથે પાવ કરી, તે પાવ હાથે પહેલો તાએ સારી રીતે પાવ કરી, અને છુરીએ તેના શર ઉપરથી લગારી કાપવો. પછી બીજે **તાએ** પાવ કરવાને નીચે લખેલા અવસ્તા

**ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ અષેમ વોહુ** ( ૧ ) પઢતાં વલી છુરી સુધાં જમણા હાથને પાવ કરીને તે પાવ હાથે બીજી ડાલ પાવ કરી શોહોરવી અને છુરીએ કરી મુડું તે ડાલનું કાપવું અને ત્રીજો તાએ પાવ કરવાને નીચે લખેલા અવસ્તા પઢવા..

**ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ અષેમ વોહુ** (૧) પઢતાં વલી છુરી સમેત જમણા હાથને પાવ કરીને તે પાવ હાથે ત્રીજી ડાળને પાવ કરી શોહોરવી અને છુરીએ કરી મુડું લગારી કાપવું. જાણવું કે ઉપલી તરતીબ પ્રમાણે ત્રણજ તાએ પાવ કરતાં **ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ અષેમ વોહુ** (૧) પઢવું અને બાકીનાં બીજા (૨) બે તાએ રહેઆ તે **ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ અષેમ વોહુ** (૧) પઢેઆ વગર અમસથો જમણો હાથ છુરી સમેત બે વાર પાવ કરીને ઊપલી રીતે બીજી (૨) બે ઝાડની પાતલી ડાલ પાવ કરી શોહોરવી અને ત્યાર પછી ખજુરીની પાતરી પાવ કરવાને આ હેઠલ લખેલા અવશતા પઢવા.

**ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ અષેમ વોહુ** (૧) પઢતાં ઊપલી છુરી સમેત જમણો હાથ પાવ કરીને તે પાવ હાથે ખજુ-

---

૧ જો પાવી નહીં હોય તો આદમી અને સગને ૯૦ પગલાં દૂર રાખવાં જો જુદીનની બાદશાહી અને દોર હોય તો લાચારીએ ૪૫) પગલાં દૂર રાખવાં જો એટલાં પગલાં અંદરની જમીનપર કોઇ આવે તો તે કામ રદ થાએ તેથી બરસમ ફરીથી લે, અને કળશિઓ પણ ફરીથી પાવ કરવો જોઇએ.

રીની પાતરીને પાવ કરી શોહોરી અને તેહને ઉપરથી થોડી કાપવી[1]. પછી ત્યાંજ ઉભા રહીને નીચે લખેલા અવશતા પઢવા.

**ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ અશેમ વોહુ (૩) ફ્રવરાને મજદયસનો જરથુશ્ત્રીશ વીદએવો અહુરહે ત્કએશો** [જે ગેહ હોએ તે પઢ] **ફ્રસસતયએચ ઉરવરીયાઓ, વંઘુંહીયાઓ મજદદાતયાઓ અશોનીયાઓ. ક્ષનઓથ્ર યસનાઇચ વહમાઇચ ક્ષનોથરાઇચ ફ્રસસતયએચ. યથા અહુ વેરીઓ જોતા ફ્રામે મરૂતે. અથા રતુશ અશાદ ચીત હચ ફ્રા અષઅ વીદવાએ મરોતુ. નેમો ઉરવર વંઘોહીશ મજદદાતહે અષઓને** એટલું પઢતાં ઝાડની ડાળો જે પાવ કીધેલી છે તે ઉપર ખુબ રીતે નજર કરે, અને **અષેમ વોહુ વહીશતેમ અસતી ઉશતા** પઢતાં તાએ એક પેહેલી વારનો પાવ કીધેલો છે તેની **હેઠવાસમાં**[2] તે છુરી રાખવી અને **અસતી ઉશતા** પઢતાં તે તાએ છુરીએ કરી મરડીને ભાંજી નાંખી સઘળો કાપી લઈને **અહમાઈ હીયત અષાઇ વહીશતાઇ અષેમ** પઢીને પાવ કળશિઆમાં મુકે અને ત્યાર પછી તાએ બીજો પાવ કીધેલો ઉપલી તરતીબ પ્રમાણે **અષેમ વોહુ** (૧) પઢીને કાપી લઇ પાવ કળશિઆ મધે મેલે અને તે પછી ત્રીજો પાવ કીધેલો તાએ ઉપલીજ તરતીબ મુજબ **અષેમ**

---

૧ જાણવું જે એ અમલ કરતાં કળશિઆ મધેનું પાણી તમામ થઇ રહ્યું હોએ તો હીંદોલા ઉપર જઇ ફરીને તે કળશિઓ ભરી ઊપર લખ્યા પ્રમાણે ૩) મરતબે પાવ કરે, પછી તે પાવ કળશિઓ જમણે હાથે ધરી (ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ અશેમ વોહુ ૧) પઢતાં ડાબો હાથ છુરી સમેત પાવ કરે અને કળશિઓ પથ્થર ઉપર મેલે અને પાવ કીધેલા હાથ મધેની છુરી કળશિઆની અંદરથી પકડીને પછી (ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ અશેમવોહુ ૧) પઢતાં જમણો હાથ પાવ કરે અને બે હાથે તે પાવ કળશિઓ અંદરથી પકડીને તે મોબેદ તે ઝાડની તરફની લાવે.

૨ પાતરાંને છેક છેડે.

**અષેમ વોહુ** (૧) પઢઆ પછી કાપી લઇને કળશિઆમાં મુકે. એ વખતે ઉપલા તાએ ૩) **અષેમ વોહુ** (૩) પઢઆ પછી ઉપલી તરતીબ પ્રમાણે મરડી અને બીજા ૨) પાવ કીધેલા તાએ **અષેમ વોહુ** (૧) પઢઆ સાથે પાવ કીધેલી ખજુરીની પાતરી થડથી કાપી લઇ કળશિઆમાં મુકે ત્યાર પછી તેજ જગોએ આએ હેઠલ લખેલા અવસ્તા પઢે. **યથા અહુ વેરીઓ** (૨) **યસનેમચ વહમેમચ અઓજસચ જવરેચ આફ્રીનાંમે નેમો ઉરવરીયાઓ વંઘોહીયાઓ મજદદાતીયાઓ અષઓનીયાઓ** એટલું પઢીને તે મોબેદ હીંદોલા ઉપર પાછો આવે અને પથ્થર ઉપર તે પાવ કળશિઓ મેલે અને તે કળશિઆમાંથી પાંચો તાએ તથા પાતરી કાઢી હાથમાં ધરીને તે પાતરીની (૨) ફાડ કરે અને તેમાંનું ફાડીયું (૧) આંગલીની વચે પકડે અને બીજું ફાડીઆંએ બરશમનાં ઉપલા તાએ વીટે. જે તરફ આફતાબ હોએ તે તરફ મોહોડું કરી વીટે અને હાથમાં છુરી પણ રાખે અને **અષેમ વોહુ** (૩) પઢતાં ઉપલા તાએનાં (૨) ભાગ વચે પાતરીનું મુડું ખોશીને બરશમ વીટે પછી નીચલા અવસ્તા પઢે.

**ફ્રવરાને માજદીયસનો જરથુશત્રીશ વીદએવો અહુરહે ત્કએશો** [ જે ગેહે હોએ તે પઢે ] **ફ્રરસસતયએચ. અહુરહે મજદાઓ રએવતો ખરેનઘહતો. ક્ષનઓથ્ર યસનાઇચ વહમાઇચ ક્ષનોથરાઇચ ફ્રરસસતયચ. યથા અહુ વેરીઓ જોતા ફ્રામે મરૂતે યથા રતુશ અશાદ ચીદ હચ ફ્રશ અષવ વીદવાઓ મરોતુ. અષેમ.** પઢતાં પાતરીનું મુડું તલે ઉપર મરડીને **અષેમ વોહુ** (૧) પઢતાં એક ફાડ બરશમ પાછલ કુશતીની પખે ફેરવીએ અને **યથા અહુ વેરીઓ** (૨) પઢતાં ગાંઠ (૨) કુશતી માફક સવરા વાલીએ અને બીજી **યથા અહુ વેરીઓ** (૨) પઢતાં પાતરીનાં મુડાં વીટીએ અને પાતરીનાં મુડાં થોડાક કાપ્યા પછી આએ હેઠલનાં અવસ્તા. પઢે.

**યસનેમચ વહમેમચ અઓજસચ જવરેચ આફ્રી નામે અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘહતો.**

જાણવું જે ઉરવરનાં તાએ લીધાનો તથા તેહેની બરશમ બાંધવાનો ઉપલી રીતનો કાયદો છે અને તેજ રીતે **અઇઓ-ખશસતનાં** યાને ધાતુનાં તાએનીબી બરશમ બાંધવાને ભલી દીનમાં ફરમાન છે અને તેહેની ગવાહી અવસ્તા મધે જાહેર છે અને તે **અઇઓખશસત**ની બરશમ બાંધતાં જે અવસ્તા પઢ-વાનાં ફરમાવ્યા છે તે નીચે જણાવેલી તરતીબ સાથે હેઠળ આપ્યા છે.

# ધાતુનાં તાએની બરસમ બાંધવાની વીગત.



જે જગોએ ખજુરીનું ઝાડ નહી હોય તે જગોએ ધાતુનાં તાએની બરશમ બાંધવી હોય તો ધાતુની શાંકરીનાં બે છેડા તાએની સાથે લઇને તેનેથી બરશમ બાંધવી ઘટારત છે. એ બર-શમ બાંધતાં પ્રથમ કળશિઓ વાર (૩) ઉપર લખી જણાવ્યા મુજબ પાવ કરે અને પછી ધાતુનાં તાએ પાંચ તથા સાંકલીનાં છેડા (૨) તથા છુરી હાથમાં પકડે અને જમણાં હાથે પાવ કળશિઓ ઉચકીને પછી **ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ અષેમ વોહુ** (૧) પઢતાં ડાબો હાથ તાએ શાંકલી અને છુરી સુધાં પાવ કરવો અને કલશીઓ પથર ઉપર હેઠે મેલે અને પાવ કીધેલા હાથનાં આંગલાંએ કળ-શીઓ અંદરથી પકડીને તેજ રીતે વલી ફરીને **ક્ષનઓથ્ર અહુરહે મજદાઓ અષેમ વોહુ** (૧) પઢતાં જમણો હાથ પાવ કરી કલશીઓ નીચે મેળે અને ડાબા હાથમાં પાંચે તાએ પકડે અને જમણાં હાથમાં શાંકલીનાં છેડા અને છુરી પકડે અગરજો ખજુરીનું ઝાડ ત્યાં હોય તો ખજુરીનાં ઝાડની પાતરી, ઉપર

લખી જણાવેલી તરતીબ પ્રમાણે લાવીને તેહેની બે ચીપ કાહાડી-ને તે જમણાં હાથમાં પકડે અને પછી નીચે લખેલા અવશતા પઢે--

**અષેમ વોહુ (૩) ફ્રવરાને મજદયસનો જરથુ-શ્ત્રીશ વીદએવો અહુરહે** (જે ગેહે હોએ તે પઢે.) **ફ્રસસતયએચ. ક્ષથ્રહે વેરીયહે અઇઓક્ષસતહે મરેજદે-કાએ થ્રાધ્રઓ દ્રરેગુહે. ક્ષનઓથ્ર ઈઅનાઇચ વહમાઇચ ક્ષનઓથ્રાએચ ફ્રસસતયએચ યથા અહુવેરીઓ જોતા ફ્રામે મરૂતે યથા રતુશ અશાદ ચીત હચ ફ્રા અષવ વીદવાઓ મરોતુ. અષેમ અષેમ વોહુ (૧) યથા અહુ વેરીઓ (૨)** એ બે યથા અહુ વેરીઓ પઢતાં પેલી જમણાં હાથમાંની શાંકળીનો એક છેડો યા ખજુરીની પાતરીની એક ચીપ લઇને શ્ઓથનનાંમ." પઢતાં ત્રણ તાએની વચે આંટો મારીને બે આંટા તાએની ઉપર બાંધવા. પેહેલી "શ્ઓથનનાંમ" પઢતાં એક આંટો મારવો અને બીજી "શ્ઓથનનાંમ" પઢતાં બીજો આંટો મારવો પછી નીચેનાં અવસ્તા પઢવા.

**યસનેમચ વહમેમચ અઓજસચ જવરેચ આફ્રી-નાંમે ક્ષથ્રહે વેરીઅહે અધ્રઓક્ષસતહે મરેજદેકાએ થ્રાઇઓ દરેગુહે અષેમ વોહુ (૩) ફ્રવરાને મજદીયસનો જરથુ-શત્રીશ વીદએવો અહુરહે** (જે ગેહે હોએ તે પઢે.) **ફ્રસસતયએચ.** પેલી જમણાં હાથમાંની શાંકળીનો બીજો છેડો યા ખજુરીની પાતરીની બીજી ચીપ લઇને નીચે લખેલા અવસ્તા-નાં ત્રણ પદો પઢવા **અહુરહે મજદાઓ રએવતો ખરેનં-ઘહતો** ત્રણ આંટા પાંચે તાએની ઉપર વીતારવા પછી પઢે **ક્ષનઓથ્ર યસનાઇચ વહમાઇચ ક્ષનઓથ્રરાઇચ ફ્રસસતયએચ યથા અહુ વેરીઓ જોતા ફ્રરામે મરૂતે અથા રતુશ અશાદ ચીત હચ ફ્રા અષવ વીદવાઓ મરોતુ અષેમ અષેમ વોહુ**

**(૧) યથા અહુ વેરીઓ (૧)** ના (શીઓથનનાંમ) પદ પઢતાં કુસતીની માફક એક સવળો ગાંઠ વાલે અને બીજી ( **યથા અહુ વેરીઓ** ) મધેનાં (શીઓથનનાંમ ) પદ પઢતાં કુસતીની માફક બીજો સવળો ગાંઠ વાલે અને ત્યાર પછી બાજ મુકવાની બીજી એ " **યથા અહુ વેરીઓ** " પઢે તે મધેનાં " **શીઓથનનાંમ** " પદ પઢતાં છુરીએ કરીને બરસમ બાંધેલી પાતરીનાં બ'ધે મુડાં સાફ કરે અને નીચે લખેલા અવસ્તા પઢે. **યસનેમચ વહમેમચ અઓજસચ જવરેચ આફ્રીનાંમે અહુરહે મજદાઓ રએ-વતો ખરેન'ઘહતો.**

( હ્યાં બરસમ બાંધવાની ક્રીયા તમામ થઈ. )

# હવે બાંધેલી બરસમે કેટલી બાજ ઇજાએ છે તેની વીગત.

જો પાંચ તાએની ખુબ કરે તો તે ખુબ કરવાની બરસમથી બીજી બાજ ઇજાએ નહીં માટે ફરીને બરસમ બાંધવી અને કળશિઓબી ફરીને પાવ કરવો.

પાંચ તાએની નાની ખુબે બરસમ બાંધેલી હોએ તે બરસમ-થી બાજ ત્રણ ( ૩ ) ઈજવામાં આવે તેથી વધારે બાજ ઈજવી હોય તો ફરીને બરસમ બાંધવી, અને મીનો નાવરની મોટી ખુબે બરસમ બાંધેલી હોય તો તે બાંધેલી બરશમથી બાજ (૯) નવ ઇજવામાં આવે અને તેથી વધારે બાજ ઈજવી હોય તો ફરીને બરસમ બાંધવી અને વળી વીશપેશાંમની ક્ષનુમનથી બાજ ઇજી હોય તો તેજ બરસમથી બીજી બાજ ઇજાએ નહીં. ફરીને બરશમ બાંધીને ઇજે—

# પાંચ તાએની ખુબ કરવાની વીગત.

આતશનું પાતરૂં સામે જમણાં હાથ તરફ મુકીને આતશ રોશન રાખે તથા તેની પાસે જમણાં હાથ તરફ એક પથ્થરનો નાનો **ખોઆંન** સાફ કરી તેની ઉપર **એશમ બોય** મુકે યાને ત્રણ **સુખડનાં** કટકા અને ત્રણ **લોબાનનાં** કટકા મુકે જેમાં ઉપર જણાવેલી તરતીબ પ્રમાણે બરસમ બાંધી કળશિઓ પથ્થર ઉપર મુકીને ડાબા હાથમાં બરસમ પકડે પછી એક ખુમચામાં ચાર દરૂન મુકે તેની વીગત એ જે બે નામનાં દરૂન* ડાબા હાથની તરફ મેલે તેમાંનાં આગળનાં દરૂન ઉપર **ગોશોદો**[1] મુકે અને જમણાં હાથની તરફ **ફ્રસસ્ત** યાને વગર નામનાં દરૂન બે મેલે તેમાંનાં બીજા દરૂન ઉપર **ઉરવર**[2] મેલે અને જમણાં હાથની આગળ બીજાં વાસણમાં પાણી મેલે, પછી નીચે લખ્યા પ્રમાણે બાજમાં યાદ કરે. [બાજમાં પઢે.]

---

* દરૂન ઉપર નામ પાડવા વીશે "નીરંગસતાંન" કેતાબમાં આવેલું છે અને તેના ઉપર નામનાં (કાપ) નવ પાડવા અને તે દરૂન બનાવાનાં તવાથાની કોરે કરી પાડવા અને તે પાડતી વખતે બાજમાં "હુમત, હુખ્ત, હુઅરેસ્ત" એ ત્રણ પદો યાદ કરવાં. દરૂન ઘઉંના આટાનાં કરવાનું ફરમાન છે અને દરૂન તેતરીસ તાંકનો અને ફ્રસસત એટલે વગર નામનો ૩૧) એકતીશ ટાંકનો કરવો અને નાનો દરૂન નવ ટાંકનો કરવો અને સરોશનાં દરૂન ઇજતી વખતે ત્રણ નામનાં અને ત્રણ વગર નામનાં દરૂન લેવા જોઇએ બાકી બીજી સઘલી બાજોમાં બે નામનાં અને બે વગર નામનાં મલી ચાર દરૂનથીજ બાજ ઇજવામાં આવે છે.

૧. ગોશોદો—ગાયનું ઘી.

૨ જમીનપર થયલું નહી. ઝાડપર ફળ થયલું હોય તે, ખડબુચાકું, ફ્રૂટ, કાકરી એવું નહી, બાજમાં ઘણું કરીને ખજુર વપડાય છે.

ખોઆન એટલે નાનો પથ્થર.

# ગેતી ખરીદ* કરવાની ક્રિયા.

જેની નૈયતે ગેતી ખરીદ કરવી હોય તેની નૈયતે પ્રથમ બે મોબેદો દરેમેહરમાં જઇ શવ્રલા ઇજેશનેના આલાતો સાફ કરી ચોખ્ખા પાણીથી પાક કરી તૈયાર કરે પછી એક મોબેદ પ્રથમ પાંચ તાએની ખુબ કરીને હમકારાની ખશનુમનથી દરૂન ઈજીને પછી નવેસરથી હોમ ગાળી સઘળા આલાતો તૈયાર કરી બીજા મોબેદને મીનો નાવરની ખશનુમનથી ઇજેશને બેસાડે તે શખશ ઇજેશનેથી ફારેગ થાયને જુદા દરૂન લઇ જુદી હેલાએદી બાજ ઈજીને ખાણુ ખાય અને હેલાએદો તે ઇજેશનેના અમલને પવિત્રાઇથી શંભાલી રાખે અને ખાતી પીતી વખતે જુદી બાજ ઈજીને ખાવું પીવું કરે પછી બીજે દહાડે સવારના તે મોબેદ પોતાના અમલ સાથે નવેસરથી હોમ ગાળી સઘળા આલાતો તૈયાર કરી પોતાનો શાથી જે બીજો મોબેદ છે તેને મીનોનાવરની ખશનુમનથી યજશને બેસાડે અને તે યજશને બેસનાર તે ઇજશનેના કામથી ફારેગ થઇને જુદા દરૂન લઇને જુદી હેલાએદી બાજ ઈજીને ખાણુ ખાય એ પ્રમાણે ખાતી પીતી વખને જુદા દરૂન ઈજીને પછી ખાવું પીવું કરે અને એ પ્રમાણે બધે જણા છ દહાડા સુધી આમણુ સામણુ ઉપર જણાવ્યા પ્રમાણે નવેસરથી દરરોજ નવો હોમ ગાળી એક બીજાને મીનો-નાવરની ખશનુમનથી ઇજેશને બેસાડે અને છઠે દહાડે ઇજેશનેથી પરવારીને બધે જણા જુદા જુદા દરૂન લઇને બાજ ઇજે પછી એક બીજાના દરૂનની ચાશની આમણુ સામણુ કરે એટલે બંધેનો અમલ બરાબર થયો પછી વખત મળે તો છઠે દહાડે સરોશની ખશનુમનથી યજશને કરીને સરોશની ખશનુમનથી દરૂન ઈજે અને વખત નહીં મળે તો સાતમે દહાડે સરોશની ઇજશને કરે અને સરોશના દરૂન ઇજે અને આઠમે દહાડે શીરોજાની યજ-શને કરે અને નવમે દહાડે વીસપરદની યજશને કરે અને દાદાર હોરમજદની ક્ષનુમનથી દરૂન ઇજે એટલે ગેતીખરીદની ક્રિયા સમાપ્ત થઇ અને અગર જો છઠે દહાડે સરોસની ઇજશને કરે અને સાતમે દહાડે શીરોજાની યજ-શને કરે અને વીસપરદની ઇજશનેબી કરે તો તે પણ થઇ શકે છે.

---

* છુટો અર્થ-આ દુનિયાને વેચાણુ લવી એટલે તે જહાનમાં ભલી જગ્યા માટે આ દુનિયામા નેકી અને સવાબના કામ કરવાં. આ ગેતી-ખરીદની ક્રીયા બે મોબેદો ૯) દીવસ સુધી યજશનેની ક્રિયા કરે છે.

## હમાયશત* કરવાની ક્રિયા.

હમાયશત બે તરેહની થાય છે. એક **મોટી** અને બીજી **નાની.** **મોટીમાં** યજશને ૧૪૪ અને વંદીદાદ ૧૪૪ કરવામાં આવે છે અને **નાનીમાં** ૧૪૪ યજેશને અને ૧૨ વંદીદાદ કરવામાં આવે છે--એ હમાયશતનું કામ જલદી પુરૂ કરવું હોય તો મોબેદોની વધુ જોડ રાખી જલદી પુરૂ કરવું નહીંતો એક અથવા બે જોડ રાખીને આસ્તેથી પુરૂં કરે. એ સઘલું સરખુંજ છે–એ હમાયશત ઇજવાની ક્રીયાં ૧૨ ફરેસ્તાઓની ખશનુમનથી જેની નઇયતે ઇજવી હોય તેની નઇયતે ઇજવામાં આવે છે, તે બાર ફરેશનાઓનાં નાંમ નીચે મુજબ છે:—

૧ દાદાર હોરમજદ, ૨ તેશતરતીર યજદ, ૩ ખુરશેદ, ૪ મોહોર, ૫ આવાં, ૬ આદર, ૭ ખોરદાદ, ૮ અમરદાદ, ૯ અસપંદાદ, ૧૦ ગોવાદ, ૧૧ સરોશ, અને ૧૨ અરફદારૂઅશ (વાને ફરવદીન) એ પ્રમાણેના ફરેશતાઓની ખશનુમનથી યજશને વંદીદાદ કરવામાં આવે છે હવે એ દરએક ફરેશતાની બાર બાર યજશને કરવી. જો મોટી હમાએશત કરે તો જે ફરેશતાની ૧૨ યજશને કરે તે ફરેસ્તાનાં બાર વંદીદાદ પણ સાથે દર રોજ કરવા. નાંધલી હમાએશત કરે તો એક ફરેશતાની બાર યજશને પુરી કરીને તે ફરેશતાની ખશનુમનથી એક વંદીદાદ કરવો અને તેની સાથે દરરોજ જે ફરેશતાની ખશનુમનથી યજશને અને વંદીદાદ કરે તેના સાથે તે ફરેસ્તાની ખશનુમનથી દરૂનબી ઇજવા અને આફરગાન કરવું જોઇએ છે.

---

## જીનદેહ રવાન કરવાની ક્રિયા.

જે મરદ યા ઓરત પોતાને એખલે નામે જીનદેહે રવાન કરવાના હોય તો મોબેદની એક જોડ રાખે અને મરદ ઓરત સાથે કરવાના હોય તો મોબેદની બે જોડ રાખે તે ચાર મોબેદો પેહેલે દહાડે પ્રથમ ગોસલ કરી કપડાં બદલી દરેમેહેરમાં જઇ યજશનેનાં સઘલા આલાતો લઇને સાફ કરી ચોખાં પાણીથી ચોખાં કરીને તૈયાર કરે પછી તે બે મોબેદો જુદા જુદા દરૂન લઇને પોત પોતાના હીંડાળા ઉપર બેસીને પાંચ તાએની ખુબ કરે પછી પરવારીને નવો હોમગાલીને યજશનેના સઘળા આલાતો તઇયાર કરે પછી પોતાની સાથેના મોબેદને મીનો નાવરની મોટી ખુબ કરવા

---

* અને 'દોવાજદેહ હમાએશ' પણ કહે છે, તેમાં ૧૨) ફરેસ્તાઓની આરાધણા કરવામાં આવે છે.

હીંડોળા ઉપર બેસાડે પછી તે યજેશનને પુરી કરીને ફારેગ થાય એટલે તે સખશને મોટી ખુબનો અમલ થયો. પછી તે ખુબવાનો ધણી ફરીથી નવેસરથી આલાતો લઇને હોમમાલે અને સઘળાં આલાતો તઇયાર કરીને પેલા પાંચ તાએની ખુબ વાલા મોબેદને મીનો નાવરની મોટી ખુબ કરવાને સારૂ હીંડોળા ઉપર બેસાડે પછી ને તે યજશને પુરી કરીને ફારેગ થાય એટલે તે શખશને મોટી ખુબનો અમલ થયો.

એ પ્રમાણે તે ચાર મોબેદો મોટી ખુબ કરી રહી તેમાંથી બે જણા ફરીને પરગરૂં કરે યાને સરોશની ખશનુમનથી યજશને કરવાને વાસ્તે સઘલા આલાતો ક્રિયા કરી ગોઠવીને તઇયાર કરે પછી બંધે હીંડોળા ઉપર બેસીને જેની નૈયતે જી દેહરવાન ઇંજવું હોય તેની નઇયતે સરોશની યજશને કરે અને તે યજશનેથી ફારેગ થઇને સરોશનાં દરૂન ઇંજીને ખાણુ ખાય એ પ્રમાણે મોટી ખુબનો અમલ રાખીને કામ કરે પછી દર વખતે તે જી દેહરવાન કરવાની નઇયતે પાંચ વખતની બંદગી અને ફરજીઆત ગુજારે અને પતેત કરે એ પ્રમાણે કરવા પછી રાતના બાર કલાકે ઉઠીને સરોશની ખશનુમનથી વંદીદાદ કરવાને સારૂ બેશે [ જો કોઇ શખશમાં વંદીદાદ કરાવવાની શકિત નહીં હોય તો ત્રણ દહાડા સરોશની ખશનુમનથી ફકત યજશનેજ કરાવે અને શકિત હોય તો ત્રણુ દહાડા યજશનેની સાથે વંદીદાદ કરાવે તેનું મોટું પુન છે ] એ પ્રમાણે ત્રણુ દહાડા સુધી સરોશની ખશનુમનથી યજશને વંદીદાદ કરે અને દરૂન ઇંજે અને પાંચે ગેહેમાં તેની નઇયતે ફરજીઆત ગુજારી પતેત કરે અને ત્રણુ દહાડા સુધી રાતના અઇવીસરૂથરેમગેહેમાં સરોશનું આફરગાન જેમ ગુજરેલાંની નઇયત કરે છે તેમ કરે તથા ત્રીજે દહાડે ધટતે વખતે ધુપ સરોવે પછી જો વંદીદાદ કરવાનો હોય તો પેલા ચાર મોબેદો ત્રીજે દહાડે રાતના વંદીદાદ કરે અને એક પાંચમાં મોબેદને ત્રીજે દહાડે સવારના મોટી ખુબ કરાવીને ચાશની ઇંજવા રાખે અને મોટી ખુબ નહીં બના હોય તો તે મોબેદ પાંચ તાએના નાંહલી ખુબ કરીને ચાશની ઇંજવા રહે અને તે જી દેહરવાન કરનારાએએ બે શીઆવ કરાવવા જોઇએ અને આઠ બાજ ઇંજવાને સારૂ દરૂન કરાવવા અને તે ઉપર મેવો મુકીને ત્રીજે દહાડે રાતના દરેમેહેરમાં મોકલવા પછી પેલા ચાર મોબેદો વંદીદાદની ક્રિયા રાતના બાર કલાકે શરૂ કરે અને પેલો દરૂન ઇજનાર મોબેદ દરૂન ઇંજવાનું કામ શરૂ કરે અગરજો વંદીદાદ નહીં કરાવે તો પેલા ચાર મોબેદોમાંથી એક જણુ યા બે જણુ ચાશની ઇંજે તે ચાશની ઇંજવામાં દર એક જણુની નઇયતે ચાર બાજ ઇજવામાં આવે છે. તેમાં પેહેલી **રશને આશતાદ**ની ખશનુમનથી, બાજી **માનોરાંમની** ખશનુમનથી,

ત્રીજી **સરોશની** ખશનુમનથી અને ચોથી **અરદાફ્રૂઅશની** ખશનુમનથી બાજ ઇજવામાં આવે છે.

અને અરદાફ્રૂઅશની બાજ સાથે શીઆર ઇજવો જોઇયે છે અને બાજ ઇજી રહયા પછી ચોથે દાહાડે બાંમદાદ વખતે દહમઇજદની ખશનુમનથી આફ્રેંગાન કરવું અને પેલા મોબેદો વંદીદાદની ક્રીયા કરીને ફારેગ થયા પછી ચોથે દહાડે અરદાફ્રૂઅશની ખશનુમનથી યજશને કરે અને અરદાફ્રવશ અને સરોશની ક્ષનુમનથી દરૂન ઇજે અને અરદાફ્રૂઅશનુ દહમનું અને સરોશનું આફ્રગાંન કરે યા બીજા પાશે કરાવે પછી ચોથે દહાડે ખાણું પકાવી અરદાફ્રૂઅશની ખશ-નુમનથી સતુમ પઢાવીને તે કામ કરનારા મોબેદોને ચાશની કરાવે એટલે તે જીનદેહરવાનનું કામ સમાપ્ત થયું.

હવે કોઇ માણુશ ગુજરે છે તેની નઇયતે જે ચાર દહાડા ક્રીયા કરવામાં આવે છે તે પણ એજ રીતે છે. એમાં કસો તફાવત નથી પણ તફાવત એટલો છે કે ગુજરનાર માણસની ત્રણ દાહાડાની કી-રયામાં **અહમાઇરેસચ** અને **કેરફે મુજદ** પઢતા નથી અને **જસમે અંઘહે મજદમાં** રામનો ખાસતરહે એ પદ આવે છે તે પઢતા નથી અને ત્રીજે દાહાડે રાતનાં મીનોરાંમની ખશનુંમન પઢતી નહી પણ "**વઈઓઇશ ઉપરો કેરીઅહે તરદાતો અનીઆયસ દામાંન એતદ તે વઇયો ઇયદ તે અસતે સપેનતો મેનીઉમ**" એટલાં પદ પઢે છે એ સીવાય ગુજરેલાંની અને જીવતાંની ત્રણ દાહાડાની ક્રીયામાં કશો તફાવત નથી અને જેમ ગુજરેલાંની વરશ દાહડાની સઘલી ક્રીયા કરે છે તેમ જીનદેહરવાંનની ક્રીયા કરે તો મોટો સવાબ છે.*

---

* **જીંદેહરવાન**–માણુસ ગુજરી ગયા પછી તેના પર પહેલા ચાર દિવસની જે ક્રિયા કરવામાં આવે છે તેજ ક્રિયા જીવતાં જીવત કરાવે તેને **જીંદેહ રવાનની ક્રિયા** કહે છે. જીનદે રવાનની ક્રિયા પોતાની જીંદગીમાં જેણે કરાવી હોય અને જો તેની કજાએ કાંઇ કારણથી તેની ૩ દિવસની ક્રિયા નહીં થાય તો તે જીંદેહ રવાનની ક્રીયા તે વખતે તેને મદદ કરે છે. આ ક્રીયા કરવાનો મોટો સવાબ છે, એમ **શાપુર ભરૂચીની** રેવાયતમાં લખેલું છે.

# *નવો વરસીઓ કરવાનુ ફરમાન અને ક્રિયા.

વરસીઓ ઘોડા અથવા બલદીઆનો કરવાનું ફરમાન છે. બલદીઆનાં પુછડાંનાં બાલ લેવા અને ઘોડાની ગરદનની વાલનાં બાલ લેવાનું ફરમાન અવસ્તામાં નીરંગસતાંન કેતાબમાં જણાવેલું છે, જેમકે:—

**અવસતા-ગેઉિસ વા અસપહે વા વરસહે.**

માંએની-બલદ યા ઘોડાનો વરસ લેવો.

વલી વરસીઓ કરવા વાશેનો બીજો ઇસારો વંદીદાદની (૧૯) મી પરગરદમાં મલે છે.

**અવસતા-ગોમેજેમ અઇયશોઇશ જરથુશતર ગોમ પેરે એખ્શાનેમ બેખેદરેમ દાઇતીયો કેરેતેમ.**

માંએની-અએ જરતોશત! તું વગર ખસી કીધેલો જવાંન બલદ જે કીયા કીધેલો હોય તેનો નીરંગ લે યાને વરસીઆનો નીરંગ જાહાલ.—

અવસતામાં **વરસ** તે **બાલ**ને કહેછે, તે ઉપરથી **વરસીયો** કરી નાંમ રાખેલું છે—વરસીઓ સઘલો સફેદ અને વગર ખાપણનો હોય તેને દીનનાં કામમાં વાપરવો ઘટારત છે.

નવો વરસીઓ કરતી વખતે તેને દરેમેહેરમાં લઇ જઇને નવાડી સાફ કરી તેનાં પુછડાંને સાબુએ ધોઇને પીતલની કાંસકીએ ઓળી અને તેને પાવીની અંદર બાંધવો પછી પેહેલાં બે જોડી નવાં કપડાં મોબેદોને

---

*વરસ—અવસ્તા 'વરેસ'—એક શુદ્ધ સફેદ ગોધાની પુછડીના બાલ, જે યજસ્ને વંદીદાદ વગેરે ક્રીયામાં વપરાય છે, જે સફેદ ગોધાના બાળ વપરાય છે, તેને એ પરથી 'વરસીઓ' કહેછે તેની પુછડીમાંથી લીધેલા, ૩, ૫, કે ૭ બાળને એક ધાતુની વીટી સાથ બાંધવામાં આવે છે, અને હોમનો રસ નાખતી વખતે તેને હાવનીમમાં મુકવામાં આવે છે, જયારે વરસીઓ મરણ પામે કે તેની પુછડીમાંથી લીધેલા બાલ રદ કરી નવા તઇયાર કીધેલા વરસીઆના વપરાય છે. એ બાબેની વીટીને 'વરશની વીટી' કહે છે, જે દાદાર અહુરમજદના ૧૦૧ નામ ૧૦ વખત પઢતાં સ્વચ્છ પાણીમાં બોલીને પાક કરવામાં આવે છે.

આ વરસીઆનો નિરંગ રીમન થએલા માણુસને, બરસ્નુમ લેનારને, તથા નાહન લેનારને ફરજયાત પાવામાં આવે છે. જો આ નીરંગ વગરની કીરયા કરવામાં આવે તો તે જરથોસ્તી ધર્મ પ્રમાણે ચાલી શકે નહી. અને સઘળી કીરયા રદ થાય છે.

પેહેરવાનાં ચોખાં પાણી‌ ધોઇને સુકવવાં પછી ફુલીઆં ૭ નવાં લેવાં અને વીંટી શુનાની અથવા રૂપાંની નવી લેવી અને તે કપડાં વીંટી અને ફુલીઆંને જેને નામે વરસીઓ કરવાનો હોય તેને નામે પેહેલાં ઇંજાવવાં પછી શાંહ્‌- નશી (૧) તથા કાતર (૧) સાફ કરીને તઇયાર રાખવી પછી મોબેદ (૨) પરહેજગાર બરસનુમના ધણીઓએ વરશીઓ કરવા સારૂ પ્રથમ નાહી ધોઇ ઇજાએલા પવિત્ર કપડાં પેહેરી દરેમેહેરમાં જઇ કુસ્ની પાદીઆબ કરી પોતાની ફરજ ગુજારી પદાન બાંધી પેહેલાં બંધે મોબેદો જુદી પાંચ તાએની ખુબ કરે પછી બાજ મુકી કુસ્તી કરીને શવલા આલાનો સાફ કરી ચોખાં પાણીથી ભરે અને તે સઘલું પાણી ચોખાં કપડાંએ ગાલે અને ત્રણ કળસીઆ ચોખાં પાણીથી ભરી તઇયાર રાખે અને કુંડીમાંજ પેલાં નવાં (૭) ફુલીઆં મુકે પછી એક મોબેદ કળસીઓ પાવ કરી પાતરી અને ઉરવરામ શરેસતા પ્રમાણે લાવે અને એવીઅંગ્રન વનોને એક ફુલીયું પાવ કરીને તેમાં એવીઅંગ્રન અને ઉરવરામ મેલી તાકમાં ઉંચુ મેલે પછી કળસીઓ પાવ કરીને જીવામ ઝાલીને તે કળસીઓ ઉંચે તાકમા મેલે પછી વરશની વીંટી જે સોના યા રૂપાંની છે તેને પાવ કરે અને એક ફુલીયું પાવ કરી તેમાં વીંટી મુકીને તાકમાં ઉંચી મુકે પછી પેલી કાતર છે તેને પાવ કરીને એક રકાબી પાવ કરીને તેમાં મેલે પછી તે બંધે મોબેદો એક કળસીઓ પાવ કરી તે કળસીઓ અને પેલું વીંટીવાળું ફુલીયું નીચેથી પકડીને પેલી મકરાજવાલી રકાબી નીચેથી પકડી અને પેલી સાંનશીએ શઘળું લઇને જ્યાં પાવીમાં એલાહેદો વરશીઓ બાંધેલો હોય તેની આગળ જઇને એક પથર સાફ કરી તેની ઉપર પેલી વીંટીવાલું ફુલીયું અને કાતર વાલી રકાબી મુકે પછી તે બંધે મોબેદોમાંથી જે હોડોળા ઉપર જોર કહાડવા બેસવાનો હોય તે મોબેદ પાવ કળસીઓ હાથમાં લીયે અને બીજા મોબેદ પેલી સાંનસી લઇને વરસીઆનું પુછડું બાલ આગળથી એક બીલસ દુરથી અતરંગ પકડે પછી પેલો જોર કહાડનાર જમણે હાથે વરશીઆનું પુછડું ત્રણ મરતબે પાવ કરે અને પાવ કરતાં ત્રણ મરતબે. ખશનોથર અહુરહે મજદાઓ અશેમ વોહુ (૧) પડે પછી પોતાનો ડાબો હાથ પાક કરતાં પણ ખશનોથર અહુરહે મજદાએ અશેમ વોહુ (૧) પડે પછી પેલાં વીંટીવાલાં ફુલીઆમાંથી વીંટી લઇને ડાબા હાથમાં પકડે અને જમણા હાથમાં કાતર જે પાવ કરી રાખેલી રકાબીમાં મુકેલી છે તે પકડે પછી દક્ષિણ દીશા તરફ મોઢું કરી વરસીઆના પુછડાંનાં બે બાલ છુટા કહાડી વીંટી સાથે બંધે હાથે પકડીને પછી બાજ લીએ.

"અશેમ વોહુ (૩) ફ્રૂઅરાને મજદીયસનો જરથુશતરેશ વીદેઉઓ

અહુરહે દકેશો હાવનહે અશએોને અશહે રથવે યસનાએચ વહમાએચ ખશનોથરાએચ ફ્રસસતીએચ સાઉઅંધહે વીસીઆએચ અશઓેને અશહે રથવે યસનાએચ વહમાએચ ખશનોથરાએચ ફ્રસતીએચ અહુરહેમજદાએ રેઉ-અતો ખરેનધ્રહને ખશનોથર યસનાએચ વહમાએચ ખશનોથરાએચ ફ્રસ-સતીએચ ઇઅથા અહુ વેરીઓ જાતા ફ્રામે.મરૂતે અથારતુશ અશાદ ચીદ હચ ફ્રા અશુઅ વીદુઆઉ મરોતુ "અશેમ."

એ છેલ્લી અશેમ કરીનેબોલ પઢતાં પેલા (૨) બાલ હાથમાં પકડેલા છે તેને વીંટીમાં (૧) હાવરો મારીને તે બંધે બાલ મકરાજે કરીને કાનરે પછી ઇઅથા અહુ વેરીઓ (૨) પઢતાં ગાંઠ (૨) શવરાવાલે જેમ આપણે વરશ બાંધીએ છીએ તેમ બાંધીએ પછી બાજ મુકે ઇઅસનેમચ વહમેમચ ઓજસચ જઉઅરેચ આફ્રીનામે અહુરહે મજદાઉ રેઉઅતો ખરેનંઘહતો. એ પ્રમાણે બાજ મુકીને તે વીટીને પાછી તેના ફુલીઆમાં મુકીને પાછુ તે ફુલીયું તાકમાં ઉંચુ મુકે પછી પેલો જોર કહાડનાર મોબેદ એક પથર સાફ કરી હોડોળા આગળ માહારૂએની તરફથી જુરથી મેલે પછી તે પથર ઉપર જીવામનો કળસીઓ અને એવીઅંધન અને ઉરવરામ વાલુ ફુલીયું અને હોમસલી દાબડીમાંથી કહાડીને તે શઘલું મુકે પછી હીડોળા ઉપર બેસીને આલાતની કુંડી તથા કળસીઓ (૧) પાવ કરી પછી ખુઆન પાવ કરી શઘલા આલાત બાહેર કહાડે અને એવીઅંધન લઇને મારૂએના શીંગ ઉપર મેલે અને ઉરવરામ મારૂએના પગ ઉપર યા એક રકાબીમાં મુકે પછી હોમસલી પાવ કરી તેજ રકાબીમાં યા માહારૂએના પગ ઉપર મેલે પછી જીવામનો તશતો માહારૂએના પગ આગળ તેની જગ્યા ઉપર મેલી તેમાં જીવામ નામે પછી પેલાં નવાં (૭) ફુલીઆં છે તેમાંથી (૬) ફુલીઆં કહા-ઢીને કુંડીની તરફ સરખી હારે સઘલાં પાસે પાસે મેલે તે જોરના બે ફુલીઆં સુધાં (૬) ફુલીઆં મુકે પછી બરસમના તાએ અને છુરી બહાર કહાડીને મેલે પછી તાએ (૧) લઇને જેમ આપણે જોર કહાડીએ છીએ તેમજ કહાડે અને અશેમવોહુ (૩) થી તે "તઉઅ અહુરાને અહુરહે" સુધી પઢે અને તે જોરના ફુલીઆં ભરીને બાહેર કહાડીને ખુઆન ઉપર મુકે પછી જે ફુલી-આંમાં હોમ નામવામાં આવે છે યાને મોબેદની તરફનું પેહેલું ફુલીયું છે તે ફુલીયું જમણા હાથમાં પકડીને તેની પાસેના જોરનાં ફુલીઆંમાં કંઇપણ પઢયા વગર એક કતરો નામે પછી વળી તે હાથમાંનાં ફુલીઆંમાંથી પેલાં બીજાં (૪) ફુલીઆં જે હારેદાર મુકેલાં છે તેમાં નીચેના તરફથી યાને આતશ ગાહની તરફથી થોડે થોડે પાણીનો કતરો તે ચારે ફુલીઆમાં નામે અને પાંચમો ભાગ પાણી તે ફુલીઆંમાં રાખે તે હાથમાંનાં ફુલીઆંને આતશગા-

હાની તરફથી દરૂન મુકવાની જગ્યા ઉપર ખુઆંન ઉપર મુકે પછી બીજો મોબેદ ભશમની ડાબડી લાવીને તેમાંથી (૧) ટાંક ભશમ કહાડીને તે ફુલી-આંમાં નાંખે યાને જે દરૂનની જગ્યા ઉપર ફુલીયું હાથમાંથી મુકયું છે તેજ ફુલીઆંમાં ભશમ નાંખે પછી તે શામે વાલો ધણી પેલી સાંડસી છે તેને ત્રણ મરતબે ખશનોથર અહુરહે મજદાઓ અશેમ વોહુ (૧) પઢીને પાવ કરે અને તે લઇને માહારૂએની તરફ આવે અને પેલું જે ભશમ નાંખેલું ફુલીયું છે તેને સાંડસીની ચમટીમાં પકડીને તે ફુલીયું ઉચકીને આતશનાં પાતરાં આગળ જાય અને આતશની ભેભટ બીજે હાથે ચમચે કહાડીને તે ભેભટમાં પેલું ભશમવાલું ફુલીયું મુકે પછી સાંડસીને ફરીથી ત્રણ મરતબે પાવ કરે પછી તાકમાં જે વીંટીવાલું ફુલીયું છે તેને નીચે હાથે પકડીને પેલા જોર કહાડનાર મોબેદની આગળ લાવે પછી તે મોબેદ તે ફુલીઆંમાથી વીંટી પોતાના હાથમાં પકડે અને શામેવાલો તે ફુલીયું પાછુ તાકમાં મેલે પછી પાછો પેલા જોર કહાડનારની આગળ પેલી પાવ સાંડસી લઇને આવે પછી પેલો જોર કાહાડનાર પેલી વીટીને તે શાંડશીની ચમતીમાં આપે તે લઇને આતશનાં પાતરામાં જે ભશમવાલુ ફુલીઉ મુકેલું છે તેની અંદર પેલી વરશની વીટી ધરીને મનમાં યથા અહુવેરીઓ (૧) પઢે પછી તે વીટીને શાંડશીએ પકડીને પાછી જોર કાહાડનારની આગલ લાવે પછી તે જોર કાહાડનાર તે વીટીને પોતાના જમના હાથમાં પકડે અને પેલો શામણેવાલો મોબેદ પેલું ભશમનું ફુલીયું શાંડસીએ કરી આતશનાં પાત-રામાંથી કાહાડીને બાહેર હેંથે પથર ઉપર મેલે પછી પેલો જોર કહાડનાર વીટી પોતાનાં જમનાં હાથમાં પકડે અને તાએ દાબા હાથમાં પકડે પછી વરશની બાજ લીએ.

અશેમવોહુ (૩) ફરૂઅરાને મજદીઅસનો જરથોશતરેશ વીદએો અહુરહે દકેશો હાઉઅને અશોને અશહે રથવે યસનાઇચ વહમાઇચ ખશનોથરાઇચ ફરસસતીએચ સાઉઅંઘહે વીસીઆઇચ અશોને અશહે રથવે યસનાઇચ વહમાઇચ ખશનોથરાઇચ ફરસસતીએચ અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘહતો ખશનોથર યસનાઇચ વહમાઇચ ખશનોથરાઇચ ફર-સતીચ યથા અહુવેરીયો જોતા ફરામે મરૂતે અથા રતુશઅશાદ ચીદ હચ ફરા અશુઅ વીદુઆઓ મરોતુ. હયાં સુધી પઢે પછી અશેમ વોહુ (૧) પઢતાં પેલાં હારેદાર પાંચ ફુલીયાં મુકેલાં છે તેમાં આતશગાહની તરફથી પેહેલાં ફુલીઆમાં પેલી વીટીને ધોય અને બીજી અશેમ વોહુ પઢતાં તેની પાસેનાં ઉપરનાં ફુલીઆમાં વીટી ધોય અને ત્રીજી અશેમ વોહુ પઢતાં તેની પાસેનાં ઉપરનાં ત્રીજાં ફુલીઆમાં ધોય અને ચોથા અશેમ વોહુ પઢતાં

તેની પાશેનાં ઉપરનાં ચોથાં ફુલીઆમાં ધોય એ પ્રમાણે (૪) અશેમ વોહુ પઢતાં તે ચેહારે ફુલીઆમાં ધોય અને પછી તેની પાશે જે પાંચમું જોરનું ફુલીઉ છે તેમાં શારી પખે ચોરીને ધોય કે તેની ઉપર કાંઇ ભશમ વલગેલી રહે નહી તે પ્રમાણે ધોય અને તે પાંચમાં ફુલીઆમાં ધોતી વખતે કાંઇજ પઢે અથવા બોલે નહી. પછી તે વરસની વીટી અને તાએ હાથમાં ધરીને વરશની બાજ મુકે.

યથા અહુવેરીઓ (૨) યસનેમચ વહમેમચ ઓજસચ જઉઅરેસચ આફ્રીનામે અહુરહે મજદાઓ રેઉઅતો ખરેનંઘહતો (ફરી બાજમાં પઢે) અહુરહે મજદાએ રેઉઅતો ખરેનંઘહતો. પછી વરસની વીટીને તાકમાં ઉંચે પાવ ફુલીઆમાં મુકે પછી સઘલા આલાતને ફરીથી ધોઇ ચોખાં પાણીથી ચોખા કરીને કુંડીમાં ભરે તેમજ કરશીઆ શરવે ફરીથી ચોખા કરીને હીંદોરા ઉપર પરગરૂં કરવા બેશે તે જેમ નીરંગદીનનું પરગણું કરીએ તેજ મીસાલે સઘલા આલાત પાતરી ઉરવરાંમ હોમસલી જીવાંમ સરવે નવેશરથી લાવીને પરગરૂં કરવા બેશે પછી કુંડી પાવ કરી ખુઆંન પાવ કરે પછી સઘળા આલાત બાહેર કાહાડી પછી તાકમાં ફુલીઆમાં વીટી છે તે પેલો શાંમણેનો મોબેદ તે ફુલીઉ નીચે હાથે પેલા પરગણું કરવા બેઠેલાની આગલ લાવે તેવારે તે તેમાંથી વીટી લઇને વાર (૩) પાત કરે પછી તે વરસ લઇને એક હજાર એક વખત પાવ કરે પછી જેમ નીરંગદીન કરતી વખતે હોમ ગાલી મોહોટું પરગરૂં કરીયે છીએ તેમ સઘલું કરે અને પેલા શાંમણાં ધણીને મીનો નાવરની યજશને બેશાડે અને જેને નામે વરશીઓ કરીએ તેને નાંમે મીનો નાવરની યજશને કરે અને ઇજશનેથી પરવારીને પેલો વરશ જે વીટી સાથે બાંધેલો છે તેને છોડી નાંખે તે કામમાં નહી આવે અને પેલો ઇજશને બેશનાર જુદી બાજ ઇજીને ખાણું ખાય અને મીનો નાવરને સંભાલી રાખે જેમ નીરંગદીનમાં સંભાલી રાખે છે તેમ. પછી બીજે દાહાડે તે મીનો નાવર વાલો મોબેદ પહેલા દાહાડાની મીસાલે નવો વરશ લઇને સઘલી કીરયા જે પેહલે દહાડે કીધી છે તેજ મીશાલે વરશ લઇ પકાવી ને પછી નવેશરથી આલાત શાફ કરી નવો હોમ ગાલીને શાંમણેવાલા મોબેદને મીનો નાવરની યજશને બેસાડે યાને ગેવરો આપે એ પ્રમાણે દીન (૬) સુધી નીરંગદીનની મીસાલે આમણ શામણ ગેવરા કરે અને દર રોજ નવો વરશ લીએ અને તેહને પકાવીને અને હોમ ગાલીને કામ કરે પછી (૬) ઠે દાહાડે તેજ મીશાલે ગેવરો આપીને બધે જણાં જુદા દરૂન ઇજી હમકલામ થાય પછી બાજ મુકી કુશતી કરીને થાલી એક પાવ કરે અને મકરાજ પાવ કરી તે થાલીમાં મુકે અને શાંડસી લઇ

ને વરશીઆની આગલ જાય અને પાવ કરશીઓ લઈને તેની નજદીક ઉભો રહે અને બીજો મોબેદ શાંડશીએ કરી તેનું પુછડું ઉંચેથી પકડીને તેનાં પગ આગલથી એક બીલશ દુર ધરે પછી બીજો મોબેદ ત્રણ મરતબે ખશનોથર અહુરહે મજદાઓ અશેમ વોહુ (૧) પઢીને તે વરશીઆનું પુછડું પાવ કરે પછી પોતાનો દાબો હાથ પાવ કરે અને જમણાં હાથમાં પેલી પાવ મકરાજ છે તે પકડે પછી દખણ દશા તરફ મોહોડું કરીને વરશીઆનું પુછડું હાથમાં પકડીને બાજ લીએ. અશેમ વોહુ (૩) ફ્રરઅરાને મજદીઅસનો જરથુશતરેશ વીદેઉઓ અહુરહે દકેશો હાઉઅને અશોને અશહે રથવે યસનાઇચ વહમાઇચ ખશનોથराइच ફ્રરશસતાએચ. સાઉઅંગ્રહે વીસીયાઇચ અશોને અશહે રથવે યસનાઇચ વહમાઇચ ખશનોથરાઇચ ફ્રરસસતીએચ અહુરહે મજદાઓ રેવતો ખરેનંઘહતો. ખશનોથર યસનાઇચ વહમાઇચ ખશનોથરાઇચ ફ્રરસસતીએચ યથા અહુવેરીઓ જોતા ફ્રરા મે મરૂતે અથા રતુશ અશાદ ચીદ હચ ફ્રરા અશુ વીદુઆઓ મરોતુ. અશેમ.

એ છેલો અશેમ કરીને બોલ પઢતાં જેટલા બાલ કાતરવાનાં હોય તેટલા મકરાજે કરી કાતરીને પેલી પાવ થાલી છે તેમાં મુકે પછી તે થાલી હીદોરા ઉપર લઇ જાય ને આતશ આગલ તે સઘલા વરસનાં બાલને સુકવે અને એક તાંબા અથવા પીતલની દાબરી પણ પાવ કરીને સુકવે અને કપડાંની કોથરીને પાવ કરીને સુકવે પછી પેલા વરસનાં સઘલા બાલ પેલી દાબરીમાં યા કોથરીમાં મુકી તેનું મોહોડું બંધ કરી યા બાંધીને પછી વરસની બાજ મુકે. યથા અહુવેરીઓ (૨) યસનેમચ વહમેમચ ઓજસચ જઉઅરેસચ આફ્રીનાંમે અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘહતો ( ફ્રરીથી બાજમાં પઢે ) અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘહતો એ પ્રમાણે બાજ મુકે ને પછી તે વરશ શરવે કોઇ વાપરે તે જાંહાં સુધી તે વરશીઓ જીવે ત્યાંસુધી તેનાં બાલ વાપરે અને તેનાં ગુજરવા પછી તે વપરાય નહી. એ પ્રમાણે વરશીઆની કીરયા કરે એટલે નવા વરશીઆજીની ક્રીયા તમામ થઇ.

વલી બીજી જગોએ એમ પણ લખેલું છે જે હમકલામ થઇ વરશ કાતરીને તે લાવીને હીદોરા ઉપર મુકે પછી જે રોજે હમકલાંમ થયા હોય તે રોજની યજશને કરે ત્યાં પેલા વરશને શાંમણે મુકીને ઇજશને તમામ કરે ત્યાં સુધી શુકવ્યા કરે પછી યજશનેથી ફારેગ થઇને તે વરસને કામમાં લાવે.

વળી કોઇ જગ્યાએ પેહેલાં વરસ પકાવાને સારૂ (૧) યા (૨) બાલ લેવાને લખેલું છે.

વળી એક જગ્યાએ (૩) બાલ લેવાને લખેલું છે.

# નવાં દોખમાંનો પાયો નાંખવાની ક્રિયા.

પ્રથમ જે જગ્યા ઉપર નવું દોખમું બાંધવાનું હોય તે જગ્યા ઉપર બરસનુમવાલો એક મોબેદ તાએ સાંકળી એક કહારનું અને એક કળાસીઓ અને દરૂન ગોશોદો અને ઉરૂઅર લઇને જાય અને ત્યાં જઇને પાણી કહાડી ચોખું પાણી ભરી લાવી કુસતી પાદીઆબ કરી ઇજાર પેહેરી પદાંન બાંધી પવિત્રાઇથી પૈહેલાં તે જગ્યા ઉપર દરૂન લઇને પાંચ તાએની ખુબ કરે પછી તે જગ્યા ઉપર બીજી બાજો ઇજે તેમાં પેહેલી બાજ સરોશની ઈજે બીજી દાદારહોરમજદની ત્રીજી બેહમન અમેશાસપંદની ચોથી અરદીબેહેશત અમેસાસપંદની, પાંચમી શેહેરેવર અમેશાસપંદની, છઠી અશપનદાદ અમેશાસપંદની, સાતમી ખોરદાદ અમેશાસપંદની, આઠમી અમરદાદ અમેશાસપંદની અને એક નવમી અરદાઅશની ઈજે એટલી બાજ ઇજે. વળી કેટલી એક જગ્યાએ પાંચ બાજ ઇજવાને લખેલું છે તેમાં પેહેલી સરોશની, બીજી દાદાર હોરમજદની, ત્રીજી અશપનદાદ અમેશાસપંદની, ચોથી અરદાફરઅશની અને પાંચમી હફત અમેશાસપંદની એ પ્રમાણે બાજ પાંચ ઈજે પછી તે મોબેદ બાજ ઇજી રહયા પછી બાજ મુંકી કુસતી કરીને પોતાના હાથમાં કોદાળી પકડીને સરોશ બાજ અશાહે સુધી પઢે પછી તે કોદાળીએ કરીને થોડો ખાડો ખોદે અને ખાડો ખોદતાં ૧૧ અથવા ૨૧ અહુનવર પઢવા ફરમાવે છે—પછી બાજમાં સરોશ અશો પઢીને ઇઅથા અહુ વેરીઓ (૨) ઇઅસનેમચ [જાવત] અહમાઇરેસચ [જાવત] કરફે મુજદ પઢીને કોદાળી પાછી મુકે એટલે પેહેલી ક્રિયા પુરી થાય. અગર જો તે જગ્યા ઉપર જશન કરવા ચાહે તો જેટલી બાજ ઇજે એટલાં આફરગાન કરે પછી કોદાળી મારે અને એ કામ થયા પછી તે જગ્યા ઉપર જેટલું દોખમું બાંધવાનું હોય એટલો ફરતો ગોલ પાયો ખોદે.

---

# દોખમાંનો તાણો પુરવાની વિગત.

પ્રથમ જેટલો દોખમાનો ઘેરાવા હોય તે ઉપર નીશાન રાખીને તેની અંદર ત્રણ આંટા ફરી વળે એટલો લાંબો સુતરનો તાણો લેવો અને તેના એકસો ને એક તાર એકઠા કરીને તેનો તાણો તૈયાર કરવો પછી લોઢાના ખીલા સઘળા નાના મોટા મળીને (૩૦૧) ત્રણુસેન એક તઇયાર કરાવવા તેની વીગત એ કે પેહેલો નાભનો ખીલો એક મોટો મણ એકનો કરાવવો પણ તેને સુરાખ કાંઇ પાડવું નહીં અને બીજા ખીલા ચાર ચારે ખુણાના એટલે અગ્નિ, નૈરત્ય, વાવ્ય, અને ઇસાન ખુણ એ ખુણાને સારૂ ચાર ખીલા મળીને મણ (૨) બેના કરાવવા.

એ ચારે ખીલાઓને દર એકને ત્રણ ત્રણ શુરાખ પાડવા તેમાં ઉપરનું શુરાખ ઉભું પાડવું અને નીચેના બે શુરાખ આડાં પાડવાં એ પ્રમાણે ત્રણ ત્રણ શુરાખ દર એકના કરવાં અને પછી ચારે દિશાના મળીને (૩૬) ખીલા તઇયાર કરાવવા તે છત્રીસ ખીલા મણ એકના કરાવવા તેનાં માથાં વાંકાં કરાવવાં એટલે કે દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર, અને પૂર્વ એ દરએકની દિશાની તરફ નવ નવ ખીલા આમણસામણ જરા ખુણા કતરાતા કચોડવાને સારૂ કરાવે પછી વળી ચારે ખુણાની અંદર બન્ને તરફ આમણ શામણ ચોદવાને સારૂ મણ (૧) ના ખીલા બસેને છપન (૨૫૬) કરાવે તે સરવે કરતાને નાના કરાવે પછી ત્યાં જે નાના બીજા ચાર ખીલા પેલા ચારે ખુણાના બતરીસ બતરીસ ખીલા જે મારે છે તે બન્નેની વચ્ચે મારવાને સારૂ ભંડારની ચારે તરફના કરાવે એ પ્રમાણે સઘળા મળીને (૩૦૧) ખીલા તઇયાર કરવે.

પણ એ સઘળા ખીલાઓ મધેથી કોઇ પણ ખીલાને સુરાખ પાડવો નહીં પણ પેલો જે ચાર ખુણાના મોટા ખીલા જે ચાર છે તેનેજ દરેકને એક ઉભું અને બે આડા સુરાખ પડાવવા. બકી સઘળા અમથાજ રાખવા એ પ્રમાણે ખીલા અને તાણો તઇયાર કરવો અને દોખમાની જગ્યા ઉપર પાયો ખોદીને તઇયાર કરવો તે એવી રીતે કે ચોતરફની પરનાલ એક સરખી રીતે ખોદી રાખવી અને તેને લગતીજ રીતે ચારે તરફના ખુણા ખોદી રાખવા અને ભંડાર પણ તેજ પ્રમાણે ખુલો ખોદી રાખવો અને ચારે દિશાના તરફથી વચે ઉંચી જગ્યા કરવી એ રીતે તૈયાર કરીને રાખવું—પછી જે દીને તાણો પુરવાનો હોય તે દહાડે બે મોબેદો બરશનુમવાલાઓ તે પાયાની અંદર ઉતરીને ત્યાં પ્રથમ બંધે જણા તે જગ્યા ઉપર પાંચતાએની ખુબ કરે પછી બાજ મુકીને કુસ્તી કરે પછી જામો પીછોડી પેહેરીને તે બંધે જણાં પેવંદ પકડે અને સરોશબાજ લીએ તે અશહે સુધી પઢે પછી દરેક ખીલો ચોઢનાં એક અહુનવર પઢે તેમાં ભંડારના નામનો પેહેલો ખીલો ચોહોડવો તેનું માથું બે બીલશ બરાબર ઉપર રાખવું પછી બાજો ખીલો અગ્ન ખુણાનો મારવો તે જમીનથી ઘણો ઉંચો રાખવો ત્રીજો ખીલો નઇરત ખુણાનો મારવો ચોથો ખીલો વાવ્ય ખુણાનો મારવો પાંચમો ખીલો ઇસાન ખુણાનો મારવો અને પછી દક્ષિણ દિશા તરફની પરનાલના જે નવ ખીલા છે તેમાંનો પેહેલો ખીલો ભંડાર તરફના અગ્નિ ખુણાની તરફના નાકાં આગળ મારવો અને બીજો તેની સામેની તરફ જરા આડકતરાતો મારવો એ પ્રમાણે આડકતરા એક બીજાની સામે એટલે એક ભંડાર તરફ અને તેની સામે બીજો દીવાલની તરફ એ

પ્રમાણે આમણસામણુ નવ ખીલા મારવા અને તેજ પ્રમાણે ચારે દિશાનાં પરનાલમાં નવ નવ ખીલા આમણ સામણ ચોઢવા એટલે દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર, અને પૂર્વ એ દિશામાં આમણુ સામણુ જરા કતરાતા નવ નવ ખીલા મારવા એ ખીલાઓ ઘણુા ઉંચા રાખવા પછી દરેક ખુણાની અંદર બન્ને બાજુએ પેલા નાના ખીલા છે તે બન્ને બાજુએ બત્રીસ બત્રીસ ચોહોડવા એટલે ભંડાર અને પરનાલની વચ્ચે જે ખુણા ચારે તરફ કાઢેલાં છે તેની અંદર તે ખીલાઓ ચોઢવા એટલે અગ્નિ, નઇરૂત, વાવ્ય, અને ઇસાન એ ચારે ખુણાની તરફ જે ભંડાર અને પરનાલની વચ્ચે જગ્યા છે તેની બન્ને બાજુએ બત્રીસ બત્રીસ ખીલા ચોઢે અને તેની આગળનો એકેકો નાનો ખીલો ચોડે અને એ દરેક ખીલો ચોઢતાં એક એક અહુનવર પઢતા જાય.

એ પરમાંણે એક નાંકેથી શવલા ખીલા તમામ (૩૦૧) ચોહોડે પછી પેલા બંધે મોબેદો સુતરનો તાંનો જે શો તારનો એકડો કરીને તેને પાક પાણી થી ધોઇને તઇયાર કરાધેલો અને સુકવેલો છે તે તાંણો એક મોબેદ પોતાનાં હાથમાં ધરે અને બીજો તેનો એક છેડો હાથમાં લઇને અગની ખુનાંનો મોટો પેહલો ખીલો જે ત્રણ સુરાખવાલો છે. તેનાં નીચેનાં આડાં સુરાખમાં પોઇને દખણ દશા તરફ છેડો બાહેર કાહાડીને તેને એક તરફથી ખેંચવા માડે અને એક ખુમચામાં સંભાલીને તેને એકડો કરે જ્યારે તે શંવલો તાનો ખેંચાઇને પુરો થાય ત્યારે તેનો પાછલો છેડો રહે તેને તેજ ખીલા શાથે નીચેનાં સુરાખમાંજ રાખીને શવરો ગાંઠ વારે અને એ ગાંઠ વારીને એ અહુનવર પઢે પછી એક જણ પેલો સુતરનો ખુમચો ઉંચકે અને બીજો પેલા તાંનાને*દખણુ દશા તરફનાં પરનાલનાં ભંડાર તરફનાં ખીલામા ભેરવીને તેની સાંમણેનાં ખીલામાં ભેરવતો ભેરવતો નવે ખીલામાં આંટો મારીને નઇરૂત ખુણાંનાં મોટા સુરાખવાલા ખીલાનાં નીચેનાં આડાં સુરાખમાં પોઇને સઘલો તાંનો ખેંચી કાહાડે અને પછી વળી પશ્ચીમ દીશાની પરનાલ નાં ભંડાર તરફનાં ખીલાથી આમન શામનનાં ખીલાઓમાં આંટા મારીને નવે ખીલામાં આંટાએ મારીને પછી વાવ્ય ખુનાનાં મોટા સુરાખવાલા ખીલાનાં નીચેનાં આરાં સુરાખમાં પોહને સઘલો તાંનો ખેંચી કહાડે અને પછી ઉતર દશાનાં પરનાલનાં પેહલા ભંડારમાં આંટો મારીને તેની શામનેનાં ખીલામાં ભેરવીને આમન શામનનાં નવે ખીલામા ભેરવી આંટો મારીને ઇસાંન ખુણાનાં મોટા સુરાખવાલા ખીલાનાં નીચેનાં આડાં સુરાખમાં તાંણો પોઇને ખેંચી કાહાડે અને પુર્વ દીશાનાં ભંડાર તરફનાં ખીલામાં ભેરવીને તેની સાંમેના આમન શામણુનાં નવે ખીલામાં ભેરવી આંટો મારીને પાછો પેહલાં અગની ખુણાંની આગર જાય એટલે બરાબર એક આંટો ફરી રહે

અને એક આંટો પુરો થાય પછી વલી બીજો આંટો શરૂ કરે તે પાછો અગની ખુણાંનાં મોટા ખીલાનાં વચમાનાં બીજાં સુરાખમાં તાંનો ઘાલીને ખેંચી કાહડે.

અને પેહલા આંટાઓનીજ માફક દક્ષીણ દીશાના પરનાલોના આમણ શામનના ખીલાઓમાં આંટો મારીને ચાલે અને પછી નઋત ખુણાંના મોટા ખીલાના વચમેનાં આરા સુરાખમાં પોઇને તાનો સઘલો ખેંચી કાહડે અને પાછા પશ્ચીમ દીશાનાં પરનાલનાં નવ ખીલામાં આંમન સામનના ખીલાઓમાં આંટા મારીને વાઅ ખુણાનાં મોટા ખીલાના વચમેના આડા સુરાખમાં તાંનો પોઇને સઘલો ખેંચી કાહાડે પછી ઉતર દીશાની પરનાલના આમન શામનના નવે ખીલાઓમાં આંટા મારીને ઇસાન ખુણાના મોટા ખીલાના વચમાનાં આડા સુરાખમાં તનો પોઇને ખેચી કાહાડે પછી પુર્વ દીશાના પરનાલના નવે ખીલાઓમા આમનશમન આંટાઓ મારીને પછી પાછા પેહેલા અગની ખુનાંના ખીલા આગલ આવે એટલે બે આંટા પુરા થયા પછી વલી પાછા પેહલાં અગની ખુનાના મોટા સુરાખવાલા ખીલાના ઉપરના ત્રીજા ઉભા સુરાખમા તાંનાનો બેવડો આંટો કરી એટલે બેવડો તાંનો કરીને તે ઉભા સુરાખમા પાયાની દેવાલની તરફથી પોય અને ભંડારની તરફથી ખેંચી કાહાડે અને સામેનો ખેંચીને તેનો એક આંટો પકડીને એ અગ્નિ ખુણાની જમણી બાજુ તરફના જે પેલા બતરીસ ખીલાઓ ચેઢેલા છે તેની અંદર તે તાણાને સામણેનો સામા બીજા ખીલાઓમાં વાંકો અને આડોઅટારો આટો મારતો ચાલે અને તેની આગળના વચમાંના નાના ખીલામાં એક આંટો મારીને તેની સામેનીજ બીજી બતરીસ ખીલાની હાર છે તેમાં આડોઅટારો આટો મારીને પાછો અગ્નિ ખુણાના મોટા ખીલા તરફ જાય અને તે તાણાનો આંટો પાછો મોટા ખીલાના સુરાખની દીવાલ તરફથી ખેંચીને પાછો વળી પેલા પેહેલા બે આંટાઓનીજ માફક દક્ષિણ દીશાની પરનાલના નવે ખીલાઓમાં ભેરવીને નઇરૂત ખુણાનાં મોટા ખીલાના ઉપરના ઉભાં સુરાખમાં બેવડો તાણો કરીને પોઇને ભંડાર તરફથી ખેંચી કાઢે અને એ ખુણાની જમણી બાજુના બતરીસ ખીલાઓમાં ભેરવતો અને આંટા મારતો ભંડાર તરફ ઉપર આવે.

અને તેની આગળના વચમાંના નાના ખીલામાં આંટો મારીને ઉપરથી પાછો બતરીસ ખીલાઓમા આંટો મારતા નીચે મોટા ખીલા આગળ આવે અને મોટા ખીલાના દીવાલ તરફના આધરાંનો તરફથી તાણો પાછો ખેંચીને પશ્ચિમ દિશાના પરનાલમાં નવે ખીલાઓમાં આગળનીજ માફક આમણ સામણ આંટા મારતાં વાઅ ખુણાના મોટા

સુરાખવાળા ખીલાની આગળ આવે અને તે ખીલાનાં ઉભાં સુરાખમાં દીવાલની તરફથી તાણાને એવડો કરીને પોવો અને ભંડારની તરફથી ખેંચી કાઢીને એક આટો તેની જમણી બાજુના બતરીસ ખીલાઓમાં આંટાઓ મારીને ભંડાર તરફ આવે અને તેની આગળના વચમાંના નાના ખીલામાં આંટા મારીને તેની સામેના બતરીશ ખીલાઓમાં આંટા મારીને પાછો મોટા ખીલાની આગળ આવે અને તેની દીવાલની તરફથી તે આંટો સુરાખમાંનો છે તે ખેંચીને ઉતર દીશાની પરનાલના આમણુ સામણુના નવે ખીલાઓમાં આંટાઓ મારીને આગળ ઇશાન ખુણાના મોટા સુરાખવાલા ખીલાની આગળ જાય અને તે ખીલાના ઉપરના ઉભાં સુરાખમાં દીવાલની તરફથી એવડો આંટો પોઇને ભંડાર તરફથી ખેંચીને તેની જમણી બાજુ તરફના બતરીસ ખીલાઓમાં આંટા મારીને ઉપર ભંડાર તરફ આવે અને તેની આગળના વચમાંના નાના ખીલામાં આટો મારીને તેની સામેની બતરીસ ખીલાની હારમાં ઉપરથી આંટા મારતો મોટા ખીલા તરફ આવે.

તે પછી મોટા ખીલાના સુરાખની દીવાલની તરફથી તાણો ખેંચીને પાછો પૂર્વ દીસાની પરનાલના ૯ ખીલામાં આમણુ સામણુ આંટા મારીને પાછા અગ્નિ ખુણા આગળ આવે એટલે બરાબર તરણુ આંટા પુરા થાય. પછી અગ્નિ ખુણાના સુરાખવાલા મોટા ખીલાને એક આંટો મારીને તે તાણાને શામેના ભંડારની તરફ લાવે અને ભંડારના મોટા ખીલાની ઉપર જે વધેલો સઘળો તાણો હોય તે વીંટાળી દીએ એટલે તાણાનું કામ તમામ થયું હવે પેલા બન્ને મોએદો બાજ મુકીને બાહેર નીકળે એ તાણાના તરણુ આંટા આવે છે તેમાં બેઉ આંટા બરાબર એકજ સરખી રીતે ફરી આવે પણ પેહેલો આંટો ચાર ખુણાના સુરાખવાલા ખીલાના નીચેના આરા સુરાખમાં ચારે ખુણે લીયે અને બીજા આંટામાં ચારે ખુણેના સુરાખવાલા ખીલાના તેની ઉપરના બીજા આરા સુરાખમાં લઇને ફેરવી લાવે અને તરીજે આંટો ફરતાં ચારે દીશાનાં સુરાખદાર ખીલાનાં ઉપરનાં ત્રીજાં ઉભાં સુરાખમાં એવડો તાંનો ઘાલીને ખેંચે અને ચારે ખુણાંનાં બેઉ તરફનાં આંમનસામનનાં જે બતરીશ બતરીશ ખીલાઓ છે તેમાં પેહલાં નીચેથી જમનાં હાથ ઉપરથી ભંડાર તરફ ઉંચે આવે અને પછી તેની વચમાંના નાંધલા ખીલામાં આંટો મારીને તેની શાંમેની હારનાં ખીલામાં ઉપર જણાવ્યા પ્રમાને ચારે ખુણાનાં ખીલાઓમાં આંટા મારીને પાછો અગની ખુણાનાં પેહલા ખીલા આગલ આવે પછી ભંડારનાં ખીલા સાથે વીતારી મુકે. એ બતરીશ બતરીશ ખીલાઓમાં આએ પ્રમાણે આંટા મારે. એ વીગતે તાંનો પુરીને પછી તેજ

તાંના અને ખીલા શુધાં એમનો એમજ પાયો પુરીને તેની ઉપર દોખમું બાંધવાનું ફરમાંન છે.

---

## નવા દુખમાંને ઇજવાની કીયા.

હવે દુખમું બંધાઇને તઇયાર થયા પછી તેને પેહેલાં નીરંગે ધોઇને સાફ કરે અને પાણીથી ત્રણ મરતએ ધોઇને તઇયાર કરે પછી તે દુખમાં ઉપર સાયો કરે (યાને કપડાંની ચદરની બાંધે) પછી તેનો ભંડાર નાહનો હોય તો તેમાં એક હીંદોરો માંડી એક જોડે ઇજે અને દુખમું મોહટું હોય અને તેનો ભનડાર મોટો હોય તો તે ભનડારમાં પાવી કહાડીને એ હીંદોરા તેમાં માંડી મોબેદોની બે જોડે ઇજવાનું કામ માંડતી વખતે પરથમ દુખમાંની આસપાશ પાવી ખોડી તેને એલાહેદુ કરે પછી સુતરનો દોરો ઘણો લાંબો લઇને દુખમાં માહેલી રવાન મુકવાની ઉપરની સઘલી પાવીઓ-માં તે દોરો મુકીને સઘલી પાવીઓને પેવંદ લગાડીને તે દોરા ભંડારમાં ઉતારી હીંદોરા સાથે સઘલી પાવીઓનું પેવંદ કરે પછી તે જગાએ યજશનેનાં સઘલા આલાતો લઇ જઇને તે ભંડારમાં પેલા મોબેદો મોટી ખુમ ત્રણ દાહાડા સુધી કરી સરોશ ઇજદની ખશનુમનની ત્રણ ઇજશને અને ત્રણ વદીદાદ કરે અને દર વખતે સરોશનાં દરૂન ઇજીને જમે પણ જમ-વાની જગો બીજી એલાહેદી દુરથી રાખે અને ત્યા જઇને જમે પછી ચોથે દાહાડે શવારનાં દાદાર હોરમજદની યજસ્તે ૧ કરે પછી તે જગ્યાએ બાજ ૪ ઇજે પેહેલી દાદર હોરમજદની બીજી અશપંનદાદ અમેશસપદની ત્રીજી સરોશની અને ચોથી અરદાફરૂઅશની એ પ્રમાણે બાજ ઇજે, પછી તે દુખ-માંની બાહેર જશન કરે તેમાં પેહેલું આફરગાંન દાદાર હોરમજદનું, બીજુ આફરગાંન અશપંનદાદ અમેશાશપંદનું, ત્રીજુ આફરગાંન અરદાફરૂ અશનુ, ચોથુ આફરગાંન દહમાંનનું અને પાંચમું આફરગાંન સરોશનું એ પ્રમાણે પાંચ આફરગાંન કરી આફરીન પઢે પછી જે ધણીએ દોખમું બાંધ્યું હોય તે ધણીને નાંમની તનદરોશની પઢે અને જે શખશ દુખમું બંધાવે તેના નઇયતે તેનાંજ નામથી શઘલી કીરયાઓ પરથમથી તે શેવટ સુધીની દુખમુ બાંધનારનાં નામથીજ કરવી.

એટલે દુખમાંની સઘલી કીયા શમાપ્ત થઇ.

---

# આતશઅેહેરામ નવા પરથવાની ક્રિયા.

## આ પવિત્ર ક્રીયામાં ૧૬ જાતનાં આતશ લેવામાં આવે છે.

પેહેલો આતશ નશાનો તે મશાણનો આતશ લેવો.—જે હીંદુનું મુરદુ બળતું હોય ત્યાં જઇ તે પાશે આપણે આતશ માંગીએ તે આપે તો લેવો અને નહીં આપે તો તે મુરદુ બાળીને આતશ મેલી જાય ત્યારે આપણે કોઇ બીજા દરવંદ પાસે થોડા આતશ ઉંચકી મંગાવીયે અગરજો દરવંદ નહીં લાવે તો અેહદીન મરદ ૨ બે પાદીઆબ કુસતી કરી પેવંદ ધરી બાજ સરોશની અશહે સુધી પઢે અને એક સુરાખદાર ચમચ હાથમાં ધરી તેની ઉપર સુખડ-લોબાન-૨ વગેરેનો ભુકો મુકીને તે આતશની નજદીક જાય અને તે ચમચ પેલા આતશની ઉપરથી ઉંચી આસરે ગજ અરધો તે આતશથી તેની રોશનીની ઝાળ ઉપર ધરે અને પેલા આતશ સાથે ચમચ લાગે નહીં તે મીશાલે ધરે તેવારે તે આતશની જહરકે પેલી ચમચ ઉપરનો ભુકો શળગી ઉઠે તેવારે તે આતશ પેલા અેહેદીનો લઇને સુકી જગ્યા ઉપર લઇ જાય જ્યાં પવન ઘણો હોય તે જગ્યા ઉપર લઇ જઇને મુકે પછી તેઓ બાજ મુકીને બન્ને અેહેદીનો રીમન નાહે અને પવિત્ર થાય અને જ્યાં તે આતશ મુકે તે જગા ઉપર બીજાઓ જે બાજુએ પવન હોય તે તરફ સુખડ લોબાન અથવા લાકડાંનો બારીક ભુકો લઇને તેની છુટી છુટી થોડે થોડે દુરથી (૯૧) ઢગલીઓ કરીને મુકે તે એવી રીતે કે તે આતશની ઝળ પોતાની મેળે એક બાજુ ઢગલીઓ ઉપર શળગી ઉઠે એવી રીતે આસરે ગજ અરધો એક બીજીથી દુર રાખે એ પરમાણે (૯૧) ઢગલીઓ કરે જેવારે તે આતશ શળગતો શળગતો (૯૧) નુમી છેલી ઢગલીમાં આવે અને (૯૧) મી છેલી ઢગલી શળગે તેવારે તેન રોશન કરે અને આગલી સઘળી ઢગલીઓનાં આતશને ઠંડા પડવા દીએ પછી બે હેરબદો પાદીઆબ કુસતી કરીને પેવંદ વળગીને સરોશબાજ અશહે સુધી પઢે અને એક સુરાખદાર ચમચ હાથમાં ધરીને તે ઉપર સુખડ, લોબાન, વગેરેનો ભુકો મુકી પેલી ૯૧ મી ઢગલીના આતશની ઝાળ ઉપર ચમચ ધરી તેનો આતશ લીએ અને તેને શોઝી જગાં ઉપર મુકીને રોશન કરે.

પછી પેલા હરબદો આગળની માફક વળી ફરીથી સુખડ વિગેરેના ભુકાની ૯૧ ઢગલીઓ કરે યાને ખાડા કરે પછી તે આતશને પેહેલા ખાડામાં મુકે અને તેને રોશન કરે અને ફરીથી સુરાખદર ચમચ ઉપર સુખડ વિગેરેનો ભુકો મુકી પેહેલા ખાડાના આતશની ઝળ લઇને તે આતશ ચમચ ઉપર સળગે તેને લઇને પાસેના બીજા ખાડામાં મુકીને તેને

રોશન કરે અને પેહેલા ખાડાના આતશ સાથે બીજા ખાડાને પેવંદ લગાડી પેલા મોબેદો પેહેલા ખાડાના આતશને ઠંડા કરે પછી વળી બીજા ખાડાના આતશની ઝાળ ચમચ ઉપર લઇને ત્રીજા ખાડામાં મુકે એ પરમાંણે ૯૧ ખાડા પુરા થાય તેવારે તેમાંથી આતશ લઇ એક આફ્રગાનીઆમાં મુકી દરેમેહરમાં લઇ જઇ મોબેદોને આપે તેને લઇને તે ઇઓજદાથરેગરો પેહેલે દહાડે તે આતશ ઉપર ઇજશને (૧) તથા વંદીદાદ ૧) દાદાર અહુરમજદની કરે પછી તે ઇજેલો આતશ એક આફ્રગાનીઆમાં જુદો રાખી તેને જાળવ્યા કરે. વળી બીજે દીવસ પેલા વગર ઇજેલા આતશમાંથી થોડા આતશ લઇને તે ઉપર ઇજશને (૧) તથા વંદીદાદ (૧) દાદાર અહુરમજદનો કરે પછી તે ઇજેલો આતશ લઇને પેહેલે દીવસનો આતશ ઇજેલો છે તેમાં બીજે દીવસના ઇજેલા આતશને સાથે એકઠા કરે અને તેને જાળવ્યા કરે. વળી તરીજે દીવસ પેલા ઇજવાના આતશમાંથી થોડા લઇને તે આતશ ઉપર ઇજશને (૧) તથા વંદીદાદ, (૧) દાદાર અહુરમજદનો કરે પછી તે ઇજેલો આતશ પેલા ઇજેલા આતશમાં ભેલી નાખીને જાલવ્યા કરે. અને પછી જે વગર ઇજેલો આતશ છે તેમાંથી દર રોજ થોડો થોડો આતશ લેગ અને રોજ તે ઉપર ઇજશને (૧) તથા વંદીદાદ (૧) અહુરમજદ રોજથી તે અનેરાં રોજ સુધી રોજે રોજનો કરે અને વલી ફરીથી બીજીવાર અહુરમજદ રોજથી તે અનેરા રોજ સુધી ઇજશને તથા વંદીદાદ કરયા જાય વલી ત્રીજી મરતબે ત્રીજીવાર અહુરમજદ રોજથી જમીઆદ રોજ સુધી ઇજશને તથા વંદીદાદ કરે એટલે (૯૧) ઇજશને અને (૯૧) વંદીદાદ બરાબર થાય તે (૯૧) વાર ઇજેલા સઘલા આતશને એક આફ્રંગાનીવામાં એકઠો કરી રાખે અને તેહને જાલવયા કરે.

અગર જો મોબેદોની જોર વધારે હોય તો હોરમજદ રોજ યા બેહમન રોજ અને અરદીબેહશત રોજનો તથા શહેરેવર રોજનો જેટલી જોડ હોય તેટલી ઇજશને તથા વંદીદાદ જુદા જુદા કરે એમાં કાંઇ અડચન નહી અને પેલા વગર ઇજેલા આતશ ઇજવાનાં કામમાં લઇને તે આતશનું આફ્રંગાનીઉ ખાલી કરે એ પ્રમાણે નસાના આતશની હકીકત પુરી થાય છે એ આતશ ઉપર ખુશબો મુકી તે એક આફ્રંગાનીઉે જાલવ્યા કરવું. એ પ્રમાણેનું ફરમાન છે અને જો બની આવે તો દર રોજ ઉપર જણાવયા પ્રમાણે (૯૧) વખત મુરદાંના આતશ મશાંન કાંઠેથી મંગાવતા જાય અને તેની ઉપર ઇજશને-વંદીદાદ ઉપર લખવા પરમાણે કર્યા જાય અને નહી બને તો એકજ વખત લાવીને તેમાંથી દરરોજ થોડા થોડા લેઇને તે ઉપર ઇજશને-વંદીદાદ કર્યા જાય અને એજ પ્રમાણે તે શોલે

આતશ જો દર રોજ લાવવાને બની આવે તો તે આતશો દર રોજ લાવતા જાય અને એજ પ્રમાણે તે શોલે આતશ જો દર રોજ લાવવાને બની આવે તો તે આતશો દરરોજ નવા લાવતા જાય અને તેની કીરયા સાથે ઇજશને વંદીદાદ કરયા જાય અને તેમ દરરોજ લાવવાને નહી બને તો એક વખત લાવીને તેમાંથી થોડા થોડા લઇને તે ઉપર ઇજશને વંદીદાદ નીચે લખી જણાવયા પરમાણે કરયા જાય એ દીનનું ફરમાન છે.

બીજો રંગરેજનો આતશ—રંગરેજ તે રેશમી તથા સફેદ કપડાંઓને રંગે છે તેની દેગ નીચેનો આતશ લેવો-તે રંગરેજનાં આતશને લાવીને બાહેર મેદાનમાં જયાં ઘણો પવન હોય ત્યાં મુકે અને તેની પાએરી (૮૦) દરે પછી. હેરબદ એ પાદીઆબ કુસતી કરી પેવંદ વલગીને સરોશ બાજ અશહે સુધી પઢી પછી પેલા આતશને તે (૮૦) પાએરી સુધી આગલ ચલાવે પછી (૮૦) મી પાએરી ઉપર સુખડ લોબાંન કાઠી મુકીને તે આતશને રોશન કરે અને તે (૮૦) મો આતશ છે તેને આફ્રંગાનીયાંમાં મેલીને પેલા બેઉ હેરબદો બાજ સુધાં દરેમેહરમાં લાવીને પેલા યોજદાથરેગર મોબેદોને હવાલે કરે પછી બાજ મુકે. તે યોજદાથરેગરો તે આતશમાંથી થોડે આતશ લઇને તે ઉપર બહમન અમશાસપંદની ઇજશને (૧) તથા વંદીદાદ (૧) કરે પછી તેને એક જુદાં આફ્રગાનીયામાં રાખી જાલવ્યા કરે વલી બાજે દીને પેલા ઇજવાનાં આતશમાંથી થોડા આતશ લઇને પહેલે દીનની માફક બહમન અમશાસ્પંદની ઇજશને (૧) તથા વંદીદાદ (૧) કરે અને જે પેલો ઇજેલો રંગરેજનોજ આતશ છે તેની સાથે ભેલીને જાલવ્યા કરે વલી ત્રીજે દીનબી એજ પ્રમાણે વગર ઇજેલા આતશમાંથી થોડા લઇને તેની ઉપર બહમન અમશાસપંદની ઇજશને (૧) તથા વંદીદાદ (૧) કરવો અને તેને પેલા ઇજેલા આતશમાં ભેલીને રાખવો પછી પેલા ઇજવાનાં આતશમાંથી થોડા થોડા આતશ લેવા અને તે ઉપર અહુરમજદ રોજથી તે અનેરાંન રોજ સુધી ઇજશને તથા વંદીદાદ કરય જવું અને જે આતશ ઇજાએ તેને પેલા ઇજેલા આતશમાં ભેલીને રાખવા અને વલી ફરીથી બીજી મરતબે હોરમજદ રોજથી તે અનેરાં રોજ સુધી ઇજશને તથા વંદીદાદ કરવા અને વલી ત્રીજી મરતબે હોરમજદ રોજથી તે શરોશ રોજ સુધી ઇજશને તથા વંદીદાદ કરવા. અગર જો મોબેદોની જોડ વધારે હોય તો હીદેલા (૬) તથા (૭) સુધી કરવા અને જુદા જુદા દોજની ઇજશને તથા વંદીદાદ કરયા જાય અને તે ઇજેલો શઘલો આતશ એક આફ્રંગાનીયામાં એકઠા કરી જુદા રાખે અને નસાનાં આફ્રંગાનીયાના પાસે રંગરેજનું આતશનું આફ્રંગાનીઉ રાખે. એ રંગરેજનાં આતશ ઉપર ઇજશને (૮૦) અને વંદીદાદ (૮૦) કરવા ઘટારત છે.

ત્રીજો આતશ હમામખાનાંનો—હમામ તે રાજા તથા હાકમને ઘેરનાં આતશને કહે છે. એની ઇજશને (૭૦) તથા વંદીદાદ (૭૦) કરવા—પાદશાહ યા રાજા યા હાકમનાં હમાંમખાનાંની યાને નાહાવાની દેગની નીચેથી આતશ લાવવા અને તે હેરબદ યા બેહદીન લાવે તેની કાંઇ અડચણ નહી તે આતશ લાવીને શારી જગ્યા ઉપર મેદાનમાં જયાં પવન હોય ત્યાં મેલે અને એની પાએરી (૭૦) કરે અને જયારે તે આતશને પાએરીઓમાં વધારે તેહવારે પરથમ બે હીરબદો કુશતી પાદીઆબ કરી પેવંદ વલગી શરોંસબાજ અશહે સુધી લીએ પછી આતશને આગલ વધારે પછી (૭૦) મી પાએરીમાં આવે તેવારે તેની ઉપર સુંખડ કાઠી મુકી રોશન કરીને તે (૭૦) મી પાએરીમાંનો આતશ લઇને દરેમેહરમાં લાવી યોજદાથરેગર મોબેદોને હવાલે કરે પછી તે મોબેદો તે આતશમાંથી થોડો આતશ લઇને તે ઉપર અરદીબેહશત રોજની ઇજેશને (૧) તથા વંદીદાદ (૧) પેહલે દીવસે કરે પછી તે ઇજેલા આતશને એક જુદાં આફરંગાનીયામાં રાખે. વલી બીજે દીવસે પેલા વગર ઇજેલા આતશમાંથી થોડા આતશ લઇ તે ઉપર અરદીબેહશત અમશાસપંદ ની ઇજેશને (૧) તથા વંદીદાદ (૧) કરે પછી તેને પેલા ઇજેલા આતશમાં મુકે. વલી ત્રીજે દીને પેલા વગર ઇજેલા આતશમાંથી થોડા લઇ તે ઉપર અરદીબેહશત રોજની ઇજશને (૧) તથા વંદીદાદ (૧) કરે પછી તે ઇજેલા આતશને પેલા ઇજેલા આતશમાં સાથે મુકે પછી ફરીથા હોરમજદ રોજથી તે અનેરાંન રોજ સુધી ઇજશને તથા વંદીદાદ કરે અને તે પેલાં ઇજાએલાં આતશમાં આફરંગાનીઆમાં મેલે અને વલી ફરીથી તે આતશ ઉપર હોરમજદ રોજથી તે અનેરાંન રોજ સુધી ઇજશને વંદીદાદ કરે અને વલી ત્રીજીવાર હોરમજદ રોજથી તે અમરદાદ રોજ સુધી ઇજિશને તથા વંદીદાદ કરે અને મોબેદોની જોડ પોહોંચતી હોય તો દર રોજ (૭) થા તે (૧૦) સુધી જુદા જુદા રોજનાં કરે અને તે હમાંમનાં આતશની ઇજેશને (૭૦) તથા વંદીદાદ (૭૦) કરીને તે ઇજેલા આતશનું ત્રીજુ આફરંગાનીઉ પેલાં પેહલાં બે આફરંગાનીઆંનો પાસે રાખવું.

હવે પાએરીઓમાં આતશોને વધારવાની બીનાં એમ છે કે જે આતશ લાવે તેને શારી જગામાં બાહેર મેદાનમાં લઇ જઇને જે તરાંહનાં આતશની જેટલી પાએરી લખેલી છે તેટલી તે ચોકમાં અરધા ગજને આસરે એક બીજાથી દુર પાએરીઓ ખોડવી યાને ખારા ખોડવા પછી તેમાં સુખડ વગેરેનો બારીક ભુકો મુકવો પછી પેહલા આતશને રોશન કરીને તેની ઝારઆંધરાંની ચમચ ઉપર સુખડનો ભુકો મેલીને લેવી અને તે ચમચ ઉપરનો આતશ તેની પાશેનાં ખાડામા મેલવો અને તેને રોશન કરવો અને

જે આતશની ઝાળ લીધેલી છે તે આતશ પોતાની મેલે સરદ થાય ત્યાં સુધી તેઓએ પેલા રોશન કીધેલા આતશ શાથે પેવંદ કરી રાખવું અને તે આતશ સારી પઠે સરદ થયા પછી પાછી પેલી આંધરાંની ચમચ ઉપર સુખડનો ભુકો મુકી પેલા રોશન કીધેલા આતશની ઝાળ લઇને તેની પાસેના ખાડામાં તે આતશ મુકી તેને રોશન કરવો. એજ પ્રમાણે જેટલી પાએરી હોય તેમાંથી આતશને આગલ વધારવા અને જે જાતનો આતશ ઇંજાઇને તઇયાર થાય તેનું આફ્રગાનીઉં જુદું રાખવું અને તે ઉપર તે આતશનું નામ પણ લખી રાખવું એ પ્રમાણે (૧૬) આફ્રગાનીઆં જુદાં જુદાં રાખવાં.

ચોથો આતશ કુજેગરનો—કુજેગર તે કુંભાર જે નળીઆં અથવા માટીના વાસણો બનાવે છે તેની ભઠીનો લેવો—એ હેરબદ યા બેહદીન તે કુંભારનો આતશ લાવી મેદાનમા સારી જગા ઉપર મુકે પછી તેઓ કુશતીપાદીઆબ કરી પેવંદ વલગી સરોશબાજ અશહે સુધી પઢે અને તે આતશને રોશન કરે પછી તેની પાએરી યાને ખાડા (૬૧) ખોદે અને ઉપર જણાવ્યા પ્રમાણે એક એકની ઝાળ લઇને એકએકમાં આગળ વધારે પણ આગલ કયારે વધે કે જે પાએરીની ઝાળ લીએ તે પાએરીનો આતશ પોતાની મેળે સરદ થાય ત્યારે આગળ વધે પછી જ્યારે એકસઠમી પાએરીમાં આતશ લાવે ત્યારે તે આતશની ઉપર ખુશબો મુકી તેને રોશન કરે પછી તેને આફ્રગાનીઆંમાં મુકી બન્ને જણા પેવંદ સુધાં દરેમેહેરમાં લાવી યઓજદાથરેગરોને હવાલે કરે પછી તે મોબેદો તેમાંથી થોડો આતશ લઇને તે ઉપર શેહરેવર રોજની યજેશને (૧) તથા વંદીદાદ (૧) કરે અને તે ઇજેલા આતશને જુદા ચોથા આફ્રગાનીઆંમાં મેલે અને બીજે તથા ત્રીજે દીવસની એજ પ્રમાણે તે વગર યજેલા આતશમાંથી થોડા લઇને તે ઉપર શેહેરવર રોજની યજેશતે (૧) તથા વંદીદાદ (૧) કરે અને પેલા ઇજેલા આતશમાં ભેળીને રાખે પછી પેલા વગર યજેલા આતશમાંથી થોડા લઇને હોરમજદ રોજથી તે અનેરાન રોજ સુધી યજેશને તથા વંદીદાદ કર્યો જાય અને ઇંજાએલા આતશને પેલાં ચોથા આફ્રગાનીઆમાં ભેળ્યા કરે અને જે ઇંજવાનો આતશ છે તેમાંથી થોડો થોડો લેયા કરે અને ફરીથી બીજીવાર યજેશને તથા વંદીદાદ હોરમજદ રોજથી તે જમીઆદ રોજ સુધી કરે એટલે ચોથો આતશ તઇયાર થયો તેનું ચોથું આફ્રંગાનીઉ જુદું મુકીને તેને જાલવીને રોશન રાખે અગર જો મોબેદોની જોડ વધુ હોય તો રોજ ૭ થી ૮ યજશને વંદીદાદ જુદા જુદા કરે તો કાંઇ અડચણ નહી એ આતશની યજશને (૬૧) અને વંદીદાદ (૬૧) કરવા.

પાંચમો આતશ ખેશનેકારનો—ખેશતેકાર તે પંનજાવી યાને ઇતરદી બનાવે છે તેની ભઠ્ઠીનો લેવો—એ આતશની ઇજશને (૭૫) તથા વંદીદાદ (૭૫) કરે તે આતશ લેવાની હકીકત એમ છે કે એ હીરબદ પાદીઆબ કુસની કરી પેવંદ વલગી સરોશબાજ અશહે સુધી પઢે પછી પંનજાવીની ભઠીમાંથી આતશ લાવીને મેદાનમાં સારી જગા ઉપર પવન હોય ત્યાં મુકે પછી ત્યાં પંચોતેર (૭૫) ખાડા ખોડે પછી ઉપર લખી જણાવ્યા પ્રમાણે આંખરાંની ચમચે ઝાળ લઇને તે આતશને પંચોતેરમા ખાડા સુધી ચલાવે પછી પંચોતેરમાં ખાડામાં આવે એટલે તેને રોશન કરી પેવંદ અને બાજ સુધાં આફ્રગાનીઆમાં મેલી દરેમેહરમાં લાવી ઇઓજદાથરેગર મોબેદોને સ્વાધીન કરે તેવો તેને આફ્રગાનીઆમાં રાખીને રોશન કરે પછી તે આતશમાંથી થોડો આતશ લઇ તે ઉપર પેહેલે દહાડે અસપનદાર રોજની ઇજેશને (૧) તથા વંદીદાદ (૧) કરે અને તે ઇજાએલા આતશને એક જુદા આફ્રગાનીઆમાં મુકી રોશન રાખે પછી વળી પેલા વગર ઇંજેલા આતશમાંથી થોડો થોડો લઇને બીજે અને ત્રાજે દહાડે તે ઉપર અસપનદાર રોજની ઇજશને (૧) તથા વંદીદાદ (૧) કરે. પછી તે ઇજેલા આતસને પેલા પાંચમાં ઇજેલા આતશમાં ભેળીને રોશન રાખે પછી વલી વગર ઇજેલો આતશ થોડો થોડો લઇને તે ઉપર હોરમજદ રોજથી તે અનેરાન રોજ સુધી ઇજશને તથા વંદીદાદ કરે અને જે રોજ આતશ ઇજાય તેને પેલા ઇંજેલા આતશમાં મુકયા કરે અને વળી બીજી વાર વગર ઇંજેલો થોડો આતશ લઇને તે ઉપર બીજી મરતબે અહુરમજદ રોજથી તે અનેરાન રોજ સુધી ઇજશને તથા વંદીદાદ કરે અને તે ઇંજેલા આતશને પાંચમાં આફ્રગાનીઆંમાના ઇંજેલા આતશમાં મુકે અને રોશન રાખે વળી ત્રીજી વાર ફરીથી હોરમજદ રોજથી તે મોહોર રોજ શુધી ઇજસને તથા વંદીદાદ કર્યા જાય અને તે ઇંજાએલા આતશને પાંચમાં આફ્રંગાનીઆંમાં એકઠા કરે અને તે પાંચમું આફ્રંગાનીયુ જુદુ પેલા ચાર આફ્રંગાનીઆંની પાસે મુકી તેને રોશન કર્યા કરે એ આતશ ઉપર ઇજશને (૭૫) તથા વંદીદાદ ૭૫ કરે એટલે એ પાંચમો આતશ તૈયાર થયો.

છઠો આતશ ખોદાને યાદ કરનારા ફકીરની ધુંઇના તથા કંસારાનો લેવો. આતશ લાવવાની હકીકત—એ આતશની ઇજશને (૫૦) તથા વંદીદાદ (૫૦) કરવા જોઇએ—એ હીરબદ કુસતીપાદીઆબ કરી પેવંદ વળગી સરોશબાજ અશહે સુધી પઢે પછી શંગારીઆની અંગેઠીનો આતશ લાવી મેદાનમાં પવનની સારી જગ્યા ઉપર મેલે પછી એના પાએરી યાને ખાડા ૫૦ ખોદે અને ઉપર જણાવ્યા પ્રમાણે તે પચાશની પાએરી સુધી આતશ ચલાવે

અને જયારે પચાશમી પાએરીમાં આવે ત્યારે તેને રોશન કરી સઘળો આતશ આફ્રરંગાનીઆમાં મેલી પેવંદ અને બાજ સુધાં દરેમેહરમાં લાવી ઇઓજદાથરેગર મોબેદોને સ્વાધીન કરી બાજ મુકે તે મોબેદો તે આતશને જુદાં અફ્રરંગાનીયામાં મુકી રોશન કરે અને તેમાંથી થોડો આતશ લઈ તે ઉપર ખોરદાદ રોજની ઇજશને (૧) તથા વંદીદાદ (૧) કરે પછી તે ઇજેલો આતશ લઇને એક જુદાં આફ્રરંગાનીયામાં મુકીને રોશન રાખે અને બીજે તથા ત્રીજે દીવસેમી તે વગર ઇજેલા આતશમાંથી થોડો થોડો લઇને તે ઉપર ખોરદાદ રોજની ઇજેશને (૧) તથા વંદીદાદ (૧) કરે પછી તે ઇંજેલા આતશને પેલા છઠા આતશના ઇજેલા આફ્રરગાનીયામાં તે આતશમાં ભેરીને રોશન રાખે અને વલી વગર ઇજેલા આતશમાંથી થોડો આતશ લઇને હોરમજદ રોજથી તે અનેરાન રોજ સુધી દર રોજની જુદી જુદી ઇજશને અને વંદીદાદ કરે અને તે ઇંજેલા આતશને પેલા ઇંજેલા છઠા આતશમા એકઠો કરે અને વલી ફ્રરીથી બીજીવાર વગર ઇંજેલો આતશ લઇને હોરમજદ રોજથી તે સરોશ રોજ સુધી ઇજેશને તથા વંદીદાદ કરે અને જો મોબેદોની જોડ વધુ હોય તો રોજ, અથવા ૮ જુદા રોજની જુદી જુદી ઇજશને વંદીદાદ અને ઇજેલા સઘલા આતશને પેલાં છઠાં આફ્રરંગાનીયામાં એકઠા કરીને પેલાં આગલાં પાંચ આફ્રરંગાનીયામાં મુકેલાં છે તેની પાશે એ છઠ્ઠું જુદ્દુ રાખી તેને જાલવ્યા કરે અને એ આતશની ઇજશને (૫૦) તથા વંદીદાદ (૫૦) કરે એટલે એ આતશ તઇયાર થયો અને એ ઇંજાયલા આતશોની ઉપર ચેરાગની જોત એટલે રોશની પડવી નહી જોઇએ એટલે ચેરાગ દુર રાખવો અને બીજો ઇજવાનો આતશ પણ એ આતશોની સાંમે રાખવો નહી અથવા જોત પડવા દેવી નહી પણ એ આતશોને પરદા કરી તેમાં રાખવા જોઇએ.

સાતમો આતશ જરગરનો—જરગર તે કીમીઆગર અને સોનીને કહેછે. કીમીઆંગર એટલે જે શખશ જડીબુટી મારીને રૂપીઆ ૧૦ ખરચે તેમાંથી રૂપીઆ ૧૨ તથા ૧૫ પેદા કરે તેની અંગેઠીનાં આતશ લેવાની હકીકત—બે હેરબદ પાદીઆબ કુસતી કરી પેવંદ વલગી સરોશ બાજ અશહે સુધી લાએ પછી કીમીઅગરની અગેઠીમાંથી આતશ લાવી બાહેર મેદાનમાં પવનની સારી જગા ઉપર મુકે પછી તેની પાએરી યાને ખાડાં ૬૦ ખોદે અને ઉપર જણાવ્યા પ્રમાણે આતશની જાહાર લઇને સહાઠમાં ખાના સુધી વધારે અને સહાઠમી પાએરીમાં આતશ લાવે તેને રોશન કરી આફ્રરંગાનીઆમાં મુકીને દરેમેહરમાં લઇ જઇ યાજદાથરેગર મોબેદોને શોંપે પછી તેઓ તેને એક આફ્રરંગાનીયામાં મેલે પછી તેમાંથી થોડા આતશ લઇને તે ઉપર

અમરદાદ રોજની ઇજશને (૧) તથા વંદીદાદ (૧) કરે પછી તે ઇજેલા આતશને એક જુદાં આફ્રરંગાનીયામાં મુકો જ્યાં પેલા ૭ ઇજાયેલા આતશનાં આફ્રરંગાનીયાં છે ત્યાં મુકે પછી બીજે તથા ત્રીજે દીને પણ એજ પ્રમાણે પેલા વગર ઇજેલા આતશમાંથી થોડા આતશ લઇને તે ઉપર અમરદાદ રોજની ઇજશને તથા વંદીદાદ કરીને પેલાં ઇજેલા સાતમાં આફ્રરંગાનીયામાં મુકે પછી હોરમજદ રોજથી તે અનેરાંન રોજ સુધી યજશને તથા વંદીદાદ કરે અને ફરીથી બીજીવાર હોરમજદ રોજથી તે આસમાંન રોજ સુધી ઇજશને તથા વંદાદાદ કરે અને પેલા ઇજેલા આતશનાં સાતમાં આફ્રરંગાનીઆમાં એકઠા કરે એ પરમાણે સાતમું આફ્રરંગાંનીઉ પેલાં ૭ આફ્રરંગાનીઆના પાસે રાખે અને એકનાં આતશ બીજામાં મેલે નહીં એ આતશની ઇજશને (૬૦) તથા વંદીદાદ (૬૦) કરે એ જુદા જુદાં આફ્રરંગાનીયામાહેના આતશોને રાત દહડો જાળગ્યા કરે.

આઠમો આતશ ટંકશાલનો—ટંકશાલ તે જ્યાં સોના રૂપાની મોહોર અથવાં રૂપીયા પડતા હોય તેની ભઠીનો આતશ લેવો—એ હેરબદ પાદીઆબ કુસતી કરી પેવંદ વળગી સરોશ બાજ અશહે સુધી પઢે. પછી ટંકશાલની અંગેઠીમાંથી આતશ લાવે પછી તેને મેદાનના પવનની જગ્યા ઉપર મુકી તેની પાએરી વાને ખાડા (૫૫) ખોદે અને ઉપર જણાવ્યા પ્રમાણે પંચાવનમી પાએરી સુધી આતસને વધારે પછી પંચાંવનમી પાએરીમાંના આતશને રોશન કરી તે સઘળો આતશ લઇ દરેમેહરમાં લાવી ઇઓજદાથરેગર મોબેદેને હવાલે કરે પછી તે આતશમાંથી થોડો આતશ લઈ તે ઉપર દેપાદર રોજની ઇજશને (૧) તથા વંદીદાદ (૧) કરે અને તે ઇજેલો આતશ બીજાં જુદાં આફ્રરંગાનાયામાં રાખે અને બીજે તથા ત્રીજે દીવસથી એજ પ્રમાણે ઇજવાના આતશમાંથી થોડો થોડો લઇને તે ઉપર દેપદાર રોજની ઇજશને (૧) તથા વંદીદાદ (૧) કરે પછી વળી વગર ઇંજેલો આતશ લઇને હોરમજદ રોજથી તે અનેરાન રોજ સુધી ઇજશને તથા વંદીદાદ કરે અને તે આતશ પેલા આઠમાં આફ્રરંગાનીયામાં મેલે વળી ફરીથી બીજા આતશ લઇને તે ઉપર હોરમજદ રોજથી તે ગોવાદ રોજ સુધી ઇજશને તથા વંદીદાદ કરે ત્યારે તે ઉપર પંચાવન ઇજશને અને પંચાવન વંદીદાદ થયા એટલે એ આતશ તૈયાર થયો એ આઠમાં આતશનું આફ્રરંગાનીયુ પેલા સાત આફ્રરંગાનીયા તઈયાર થએલાં જુદાં રોશન રાખેલાં છે તેની પાશે આઠમુ રોસન રાખે.

નવમો આતશ લુહારનો લેવો—એ લુહારના આતશની ઇજેશને (૬૧) તથા વંદીદાદ (૬૧) કરવા તે આતશ લેવાની હકીકત—એ હીરબદો પાદી-

આબ કુસ્તી કરી પેવંદ વળગી સરોશબાજ અશહે સુધી પઢીને જ્યાં લુહારની ભઠી ચાલતી હોય ત્યાં જઇ તેની અંગેઠી આગળ જઇ ત્યાંથી આતશ લાવી મેદાનમાં સુકી પવનની સારી જગ્યા ઉપર મુકે અને એ આતશની પાએરી યાને ખાડા (૬૧) ખોદે પછી ઉપર જણાવ્યા પ્રમાણે આતશને આગેળ ચલાવીને એકશઠની પાએરીમાં લાવીને રોશન કરે અને પછી આફ્રગાનીયામાં મેલી પેવંદ અને બાજ સુધાં દરેમેહરમાં લઇ જાય યોજદાથરેગર મોબેદોને હવાલે કરે તેઓ તેને આફ્રગાનીયામાં મેલી જુદો હેલાએદો રાખે અને તે આતશમાંથી દીવસ ત્રણ સુધી થોડા થોડો આતશ લઇ તે ઉપર આદર યજદની ઇજેશને (૧) તથા વંદીદાદ ૧ દરરોજ કરે તે દર રોજના આતશ જે ઇજેલા છે તેને એક જુદા આફ્રગાનીયામાં જાળવીને હલાએદા રાખે અને વળી પેલા વગર ઇજેલા આતસમાંથી થોડો થોડો આતશ લઇ તે ઉપર હોરમજદ રોજથી તે અનેરાન રોજ સુધી દર રોજ ઇજેશને તથા વંદીદાદ કર્યા જાય અને તે રોજે રોજનો જે આતશ ઇજાય તે પેલા નવમાં આતશના આફ્રગાનીયામાં ઇજાએલા આતશની અંદર ભેળ્યા કરે અને વળી ફરીથી બીજી મરતબે પેલા વગર ઇજેલા આતશમાંથી થોડો થોડો લઇને તે ઉપર હોરમજદ રોજથી તે જમીઆદ રોજ સુધી ઇજશને તથા વંદીદાદ કરે પછી તે ઇજાએલા આતશને પેલાં નવમાં આતશનાં ઇજાએલાં આતશનાં આફ્રગાનાયામાં મેલીને તે નવમું આફ્રગાનીઉ પેલાં આઠ ઇજેલા આતશનાં આફ્રગાનીયાંની પાશે જુદુ એલાહેદુ મુકે અને એ આતશો ઇજેલા છે તે ઉપર ચરાગ અથવા બીજા આતશની રોશની પડવી નહી જોઇએ તે પ્રમાણે જાલવીને રોશન દાખે એટલે આ નવમો આતશ તઇયાર થાય છે.

દશમો આતશ હથીઆરો બનાવનારાઓનાં કારખાનાંનો લેવો.—એ આતશની ઇજેશને (૬૧) અને વંદીદાદ (૬૧) કરવા તે આતશ લેવાની વીગત એ જે—એ હીરબદ પાદીઆબ કુસ્તી કરી પેવંદ વલગી સરોશબાજ અશહે સુધી પઢીને ત કારખાનાંમાં જઇને ચમચ ઉપર ભુકો મુકી તેની ઝાર લઇને તે આતશ લાવીન તેને મેદાનમાં સારી જગાએ પવનમાં મુકે અને એ આતશની પાએરી યાને ખાડા (૬૧) ખોડે અને પેલા બંધે હેરબદો આંધરાંની ચમચ ઉપર જાહાર લેતા છેક (૬૧) મી પાએરી સુધી આતશ ચલાવીને લાવે અને તે પાએરીમાં આતશ આવે તેને રોશન કરી એક આફ્રગાનીયાંમાં મુકી પેવંદ અને બાજ સુધાં દરેમેહરમાં લાવી યોજદાથરેગર મોબેદોને હવાલે કરે તે મોબેદો તેને એલાહેદા આફ્રગાનીયાંમાં રાખી રોશન કરે પછી તે આતશમાંથી થોડા થોડા આતશ દીવસ ત્રણ સુધી લઇને

તે ઉપર દરરોજ આંવા રોજની ઇજશને (૧) તથા વંદીદાદ (૧) કરે અને તે ત્રણ દહાડાનાં ઇજેલા આતશને એક આફ્રગાનીયામાં એલાહેદા રાખે પછી વલી પેલા વગર ઇજેલા આતશમાંથી થોડો થોડો આતશ લઇને તે ઉપર અહુરમજદ રોજથી તે અનેરાંન રોજ સુધી ઇજેશને વંદીદાદ દર રોજનો કર્યા જાય અને તે ઇંજેલો આતશ પેલા દશમાં ઇંજેલા આતશનાં આફ્રગાનીયામા એકઠો કરે વલી બીજી મંતબે વગર ઇજેલો થોડો થોડો આતસ લઇ તે ઉપર હોરમજદ રોજથી તે જમીઆદ રોજ સુધી ઇજેશને તથા વંદીદાદ કરે અને તે સઘલો ઇંજેલો આતશ પેલા દશમાં આતશનાં આફ્રગાનીયામાં એકઠો કરી પેલાં નવ આતશનાં આફ્રં-ગાનીયાં છે તેની પાશે એલાહેદા મુકે એટલે એ દશમો આતશ તઇયાર થયો એ સઘલા આતશોની આગલ પરદો કરીને રાખે કે એ ઉપર વગર ઇંજેલા અથવા બીજા આતશોની અથવા ચરાગની રોશની અંથવા જોત પરે નહી તેમ રાખીને જાલવ્યા કરે અને ચોકાસી રાખે કે એ આતશો ઉપર કોઇ જુદી દીનવાલાઓની નજર નહી પડે.

અગીયારમો આતશ તનદુરનો–તનદુર તે ભઠીઆરખાનાંઓના પકાવાના આતશની જગ્યાને કહેછે એને અલવાઇગર કરીનેબી કહેછે કે જે રોટી પકાવે અને રાંધીને લોકોને વેચાતુ આપે તેને કહે છે–એ આતશની ઇજશને (૬૧) ત્યાં વંદીદાદ ૬૧ કરવા તે આતશ લેવાની હકીકત–બે હીરબદ પાદીઆબ કુસતી કરી પેવંદ વલગી સરોશ બાજ અશહુે સુધી પઢીને તે ભઠીઆરાની અંગેટીનો આતશ લાવી મેદાંનમાં શોજી જગાએ જ્યાં પવન હોય ત્યાં મેલે અને તેની પાએરી યાને ખાડા ૬૧ ખોડે અને ઉપર જણાવ્યા પ્રમાણે પેહલે ખાડેથી આંબરાંની ચમચ ઉપર ઝાર લઇને છેક એક શટમાં ખાડા સુધી આતશ ચલાવવો પછી એકશટમાં ખાડામ આતશ આવે તેને રોશન કરી તેને આફ્રગાનીયામાં મેલી પેલા બંધે હીરબદોએ બાજ તથા પેવંદ સાથે દરેમેહરમાં લઇ જઇ ઇઓજદાથરેગર મોબેદોને હવાલે કરી બાજ મુકે પછી ઇઓજદાથરેગર મોબેદો તેને એલાહેદાં આફ્રં-ગાનીયામાં મુકી રોશન કરે પછી પેહલા દીન ત્રણ સુધી તે આતશમાંથી થોડો થોડો આતશ લઇ તે ઉપર ખોરશેદ રોજનો વંદીદાદ (૧) તથા ઇજશને (૧) કરી તે ત્રણ દહાડાના ઇંજેલા આતશને જુદાં આફ્રગાનીયામાં એલાહેદા રાખે અને વલી પેલા વગર ઇજેલા આતશમાંથી થોડો થોડો આ-તશ લઇને તે ઉપર હોરમજદ રોજથી તે અનેરાંન રોજ સુધી ઇજશને તથા વંદીદાદ કરે અને તે ઇજાએલો આતશ પેલા ઇજાએલા અગીયારમાં આતશમાં ભેલ્યા કરે અને વલી ફરીને બીજીવાર હોરમજદ રોજથી તે જમી-

આદ રોજ સુધી ઇજશને તથા વંદીદાદ કર્યાં જાય અને તે ઇજાએલો સઘલો આતશ પેલા ઇજાએલા અગીઆરમાં આતશમાં મેલે અને એ અગીઆરમુ આફ્રરંગાનીઉ પેલાં દસ આતશના આફ્રરંગાનીયાં મેલેલાં છે તેની પાશે મેલે અને તેને રોશન રાખ્યા કરે અને જુદાં રાખે એક એકમાં ભેલે નહી એ આતશની ઇજશને (૬૧) તથા વંદીદાદ (૬૧) કરે એટલે એ આતશ તઇયાર થાય છે.

બારમો આતશ કલાલખાંનાંનો તથા બુતપરસતોનો લેવો—કલાલ તે જે મવડાં અને ખજુર ગાલે અને દારૂ ગાલે તેની ભઠીનો તથા દેહરાંનાં પુંજારીનો આતશ લેવાની હકીકત—એ આતશની ઇજશને (૬૧) તથા વંદીદાદ (૬૧) કરવા—એ હીરબદો પાદીઆબ કુસતી કરી પેવંદ વલગી સરોશ બાજ અશહે સુધી પઢી દારૂ ગાલવાની જગા આગલ જઇ તેની ભઠીનો આતશ લાવે અને તેને જંગલમાં યા મેદાનમાં જયાં પવન હોય ત્યાં ચોખ્ખી જગાએ મુકે પછી એ આતશની પાયરી યાને ખાડા (૬૧) ખોડે અને ઉપર જણાવ્યા પરમાણે તે આતશની ઝાર લઇ તેને એકસેઠમાં ખાડામાં આવે તેવારે તેને રોશન કરી આફ્રરંગાનીયામાં મેલી પેવંદ અને બાજ સુધાં દરેમેહરમાં લઇ જઇ ઇઓજદાથરેગર મોબેદોને હવાલે કરે તે મોબેદો તેને જુદાં આફ્રરંગાનીયામા મુકી રોશન કરે પછી તે આતશમાંથી દીન ત્રણ સુધી થોડો થોડો આતશ લઇને તે ઉપર મોહોર રોજની ઇજશને (૧) તથા વંદીદાદ (૧) કરે અને તે ત્રણે દહાડાનાં આતશોને એકઠા કરી એક આફ્રરંગાનીયામાં એલાહેદા રાખે પછી વલી પેલા વગર ઇજેલા આતશમાંથી થોડો થોડો આતશ લઇને તે ઉપર હોરમજદ રોજથી તે અનેરાંન રોજ સુધી ઇજશને તથા વંદીદાદ કરે પછી વલી તે ઇજેલા આતશને પેલા બારમાં ઇજેલા આતશમાં મેલીને જાલવ્યા કરે અને વલી ફ્રરીથી વગર ઇજેલા આતશમાંથી થોડો થોડો લઇને બીજી મરતબે તે ઉપર હોરમજદ રોજથી તે જમીઆદ રોજ સુધી ઇજશને તથા વંદીદાદ કરે અગર જો મોબેદોની જોડ વધારે હોય તો રોજ શાત અથવા આઠ ઇજશને તથા વંદીદાદ જુદા જુદા રોજનાં કરે અને તે ઇજાએલા આતશને પેલા બારમાં ઇજાએલા આતશમાં એકઠા કરે અને રોશન રાખે અને પેલા અગીઆર આતશનાં અગીયાર આફ્રરંગાનીયા મુકેલાં છે ત્યાં જુદુ એ બારમુ આતશનું આફ્રરંગાનીયુ પણુ મેલે અને રોશન રાખ્યા કરે. એ આતશની ઇજશને (૬૧) તથા વંદીદાદ (૬૧) કરે એટલે એ આતશ તઇયાર થાય છે.

તેરમો આતશ પાદશાહ અને લશકરી સરદારો અને લશકરના સવારોનો અને રાહદારીઓનો એટલે જયાં લશકર પડેલું હોય અને મુસાફ્રરો

પકાવતા હોય તે લોકોની અંગેટીનો આતશ લાવવો તેની હકીકત—એ હીરબદો પાદીઆબ કુસતી કરી પેવંદ વળગી સરોશબાજ અશહે સુધી પઢી તે બાદશાહ તથા સરદારોની જગ્યા ઉપર લશકરી ખાતામાં યા મુસાફરોની જગ્યામાં જઇ આતશ લાવે અને જંગલમાં સારી પવનની જગ્યામાં મુકે પછી તે આતશની પાએરી યાને ખાડા (૩૫) ખોદે પછી ઉપર જણાવ્યા પ્રમાણે આંધરાંની ચમચે તે આતશની ઝાળ લઇ તેને આગળ ચલાવે અને પાંત્રીશમી પાએરીમાં આતશને લાવે અને તેને તે જગ્યામાં રોશન કરી એક આફરંગાનીયામાં મેલી બાજ અને પેવંદ સાથે દરેમેહરમાં લાવી મોબેદોને હવાલે કરે તે મોબેદો તેને જુદા આફરંગાનીયામાં મેલી રોશન રાખે પછી ઉપર જણાવ્યા પ્રમાણે તે આતશમથી થોડો થોડો આતશ લઇ દીન ત્રણ સુધી દર રોજ તે ઉપર તેશતર તીર ઇજદની ઇજશને (૧) તથા વંદીદાદ (૧) કરે પછી તે ઇજેલા આતશ જે ત્રણ દહાડના છે તેને એક અફરગાનીયામાં જુદા રાખે અને વળી પેલા વગર ઇજેલા આતશમાંથી થોડો થોડો લઇને તે ઉપર હોરમજદ રોજથી તે અનેરાન રોજ સુધી ઇજશને તથા વંદીદાદ દર રોજનો કર્યા જાય અને તે ઇજાએલા આતશને પેલા તેરમાં ઇજાએલા આતશમાં એકઠા કર્યા કરે વળી ફરીથી બીજીવાર પેલા વગર ઇજેલા આતશમાંથી આતશ લઇને હોરમજદ રોજની તથા બહુમન રોજની ઇજશને તથા વંદીદાદ તે ઉપર કરે પછી તે સઘળા ઇજાએલા આતશને પેલા તેરમા આફરંગાનીયામાં એકઠા કરી અને તે તેરમાં આતશનુ અફરંગાનીયુ પેલાં બાર આતશના આફરંગાનીયાની પાસે હેલાએદું રાખે અને તે સઘળાને રોશન કર્યા કરે. એ આતશ તેરમાની ઇજશને (૩૫) તથા વંદીદાદ (૩૫) કરે એટલે એ આતશ તઇઆર થયો.

ચઉદમો આતશ પાસબાનનો યાને ગોવાળીઆનો જે જંગલોમાં ઢોરો ચરાવે તેનો આતશ લાવવો. એ આતશની ઇજનને (૩૦) તથા વંદીદાદ (૩૦) કરવા એ આતશ લેવાની હકીકત પણ ત્રાસ ફીરસ્તાઓની ઇજશને વંદીદાદ કરવામાં એકબી રોજ ખાલી નહીં જવો જોઇએ તથા એ આતશ ઉપર ત્રણ ઇજશને અને ત્રણ વંદીદાદ વધારે કરી તેત્રીશ ઇજશને વંદીદાદ કરવા—એ હીરબદો કુસતી પાદીઆબ કરી પેવંદ વળગી સરોશ બાજ અશહે સુધી પઢી તે પાસબાનની અંગેટીનો આતશ લાવી મેદાનમાં પવનની સારી જગ્યા ઉપર મુકે પછી તેના પાએરી ત્રીસ ખાદે પછી તે આતશની ઝાળ ઉપર જણાવ્યા પ્રમાણે લઇને તે આતશને ત્રીસમી પાયરી સુધી ચલાવે જ્યારે ત્રીસમી પાયરીમાં આવે ત્યારે તને રોશન કરીને એક આફરંગાનીયામાં મેલી બાજ અને પેવંદ સુદ્ધાં દરેમેહરમાં લઇ જઇ ઇઓજદાથરેગર

મોબેદોને હવાલે કરે તે મોબેદો એક આફ્રરંગાનીયામાં મુકી રોશન રાખે અને તેમાંથી થોડો થોડો આતશ લઇ દીન તરણ સુધી દર રોજ રોશ ઇજદની ઇજશને (૧) તથા વંદીદાદ (૧) તે આતશ ઉપર કરે અને તે દર રોજના ઇજેલા આતશને એક આફ્રરંગાનીયામાં જુદા જાળવીને રાખે અને વળી પેલા વગર ઇજેલા આતશમાંથી થોડા થોડા આતશ લઇને તે ઉપર હોરમજદ રોજથી તે અનેરાન રોજ સુધી ઇજશને તથા વંદીદાદ કર્યાં જાય પછી તે સઘળો ઇજેલા આતશને પેલા ચઉદમાં ઇજેલા આતશના આફ્રરંગાનીયામાં એકઠા કરી જ્યાં પેલા ઇજેલા આતશના તેર આફ્રરંગાનીય મુકેલા છે તેની પાસે એ ચઉદમું મુકે અને રોશન કર્યા કરે. એ ચઉદમાં આતશની ઇજશને વંદીદાદો ત્રીશ ફરમાવેલા છે પણ ત્રીશ રોજમાંનો કોઇ રોજ ખાલી નહી મુકવો જોઇએ તેથી એ ઉપર જે પેહેલા તરણ દહાડાની ઇજશને વંદીદાદ કર્યા છે તે પણ ગણીને તેતરીસ વંદીદાદ ઇજશને કરવી એટલે એ ચઉદમો આતશ તઇયાર થયો

પંદરમો આતશ વીજળીનો લેવો તે કુદરતી વીજ પડવાથી ઝાડો શળગી આવે છે તેનો અને બીજું વીજળીના આતશનું સમજવું એ જે આસમાન ઉપરથી પત્થર પડે તેની ઉપર લોઢું મારીને આતશ પાડે અને અગર જો વીજનું લોઢું મળે તો તે ઉપર પત્થરે કરી ચકમક મારીને આતશ પાડે અને તે ઉપર કાડી મુકી રોસન કરે તે આતશ લેવે—એ આતશની ઇજશને (૯૦) તથા વંદીદાદ (૯૦) કરવા તેની હકીકત—એ હીરબદો પાદીઆબ કુસતી કરી પેવંદ વળગી સરોશબાજ અશદે સુધી પઢી જ્યાં વીજના લોઢાનો આતશ પાડી રોશન કીધો હોય ત્યાંથી તે આતશ લાવીને મેદાનમાં જ્યાં પવનની સારી જગ્યા હોય ત્યાં મુકવો પછી એ આતશની પાઅરી માને ખાડા (૯૦) ખેદે અને ઉપર જણાવ્યા પ્રમાણે તે આતશની ઝળ આંધરાની ચમચ ઉપર લઇને તેને આગળ વધારે તેમ કરતાં કરતાં તે આતશને નેવુમી પાયરીમા લાવે જેવારે નેવુમી પાયરીમાં આવે ત્યારે તેને રોશન કરી તે સઘળા આતશને પેવંદ અને બાજ સુધાં દરે-મેહરમાં લઇ જઇ ઇઓજદાથરેગર મોબેદોને હવાલે કરે તે મોબેદો એક આફ્રરંગાનીયામાં મેલીને તેને રોશન કરે પછી તે આતશમાંથી દીન ૩ સુધી થોડો થોડો આતશ લઇ તે ઉપર દર રોજ દેપમેહર રોજની ઇજેશને (૧) તથા વંદીદાદ (૧) કરે પછી તે ત્રણ દહાડેના ઇજેલા આતશને એકઠા કરી એક જુદા આફ્રરગાનીયામાં હેલાએદા રાખે અને પછી વળી પેલા વગર ઇજેલા આતશમાથી થોડો થોડો આતશ લઇ તે ઉપર હોરમજદ રોજથી તે અનેરાન રોજ સુધી ઇજેશને તથા વંદીદાદ કરે અને એ ઇજેલા

આતશને પેલા પંદરમાં ઇંજેલા આતશની સાથે એકઠા કરી રાખે અને વળી ફરીથી બીજી મરતબે પેલા વગર ઇંજેલા આતશમાંથી થોડા થોડા આતશ લઇને તે ઉપર હોરમજદ રોજથી તે અનેરાન રોજ સુધી ઇંજેશને અને વંદીદાદ કરે અને વળી તે ઇંજેલા આતશને પેલા પંદરમાં આફરંગાનીયાના ઇંજેલા આતશમાં એકઠા કરી વળી ત્રીજી મરતબે પેલા વગર ઇંજેલા આતશમાંથી થોડા થોડા લઇને તે ઉપર હોરમજદ રોજથી તે આસમાન રોજ સુધી દર રોજની ઇંજેશને તથા વંદીદાદ કર્યા જાય પછી તે સઘળા ઇંજેલા આતશ પેલા પંદરમાં આફરંગાનીયામાંના ઇંજેલા આતશોમાં એકઠા કરી તે પંદરમું આફરંગાનીઉ પેલાં ચઉદ આફરંગાનીયાંની પાશે જુદુ એલાહેદુ મુકી તેને રોશન કર્યા કરે અને જો મોબેદોની જોડ વધારે હોય તો દર રોજ (૮) યા (૧૦) જોડ રાખી જુદા જુદા રોજની ઇંજેશને અને વંદીદાદ કર્યા જાય તો તેની કસી અડચન નથી અને એ આતશોની ખુબ તરાંહથી ચોકસાઇ રાખી જાલવ્યા કરે એની ઇજશને (૯૦) તથા વંદીદાદ (૯૦) થયા એટલે એ આતશ તઇયાર થયો.

સોલમો આતશ મજદીયસનાંનને ઘેરનો યાને દસતુર મોબેદ અને બેહેદીનને ઘેરનાં લેવા તે આતશ (૪૦) મરતબે પાવ કરી લેવા અને એની સાથે ચકમકનાં આતશ પાડી લેવા અને એની સાથે ઓરૂઅરનાં આતશ પાડી લેવા તે છીનીનાં અને કરાંઘીનાં ઝહાડને એક એક સાથે ઘશડીને તેમાંથી આતશ પાડે જેવારે તે ઝાડો સુકાં હોય છે તેવારે તેમાંથી આતશ પડે છે તેની ઉપર કાઠી મુકી તેને રોશન કરવો અને એ બંધે મલીને આતશ (૧૪૪) વખત પાવ કરી લેવા અને એ ત્રણે આતશ એકઠા કરી તે ઉપર (૧૮૪) ઇજેશને અને (૧૮૪) વંદીદાદ કરવા અને તે આતશ પાવ કરવાની વીગત એ જે પ્રથમ (૪૦) ખાડામાં મુકીને તે પાવ કરી પછી ચકમકનાં અને ઉરૂઅરનાં આતશ સાથે ભેલી તેનાં ખાડા (૧૪૪) ખોડે પછી એ હીરબદો તે આતશ લાવી મેદાનમાં ખાડામાં મુકી આંધરાની ચમચ ઉપર સુખડનો ભુકો મુકી તેની ઝાર લઇને સઘલા ખાડાઓમાં વધારતાં અને ઉંચેથી તે આતશની ઝાર લઇને બીજી પાએરીમાં મુકે અને તેને રોશન કરે અને જયાંસુધી પેહલી પાએરીનો આતશ પોતાની મેલે સરદ થાય ત્યાં સુધી બીજી પાએરીની સાથે લોઢાનાં સલીયા યા ચમચનું પેવંદ પેહલી પાએરી સાથે કરી રાખે અને તે બીજી પાએરીનો આતશ રોશન રાખે એજ પરમાણે પેહલાં મજદીઅસનાંનોનાં આતશને પાવ કરે પછી ચકમકનાં અને ઓરવરનાં આતશને એકસો ચુમાલીશ પાએરી સુધી તે આતશને વધારે પછી એકસો ચુમાલીસમી પાએરીમા આતશ આવે તે આતશને રોશન કરી

ત્યાંથી સઘલો લઇ દરેમેહરમાં જઇ યોજદાથરેગર મોબેદોને હવાલે કરે પછી તે મોબેદો તે આતશને એક જુદાં આફ્રરંગાનીયામાં મેલી રોશન કરી રાખે અને પછી તે આતશમાંથી થોડો થોડો આતશ દીન ત્રણ સુધી લઇને *દરરોજ તેની ઉપર મેહેર ઇજદની ઇજશને (૧) તથા વંદીદાદ (૧) કરે પછી ત ઇંજેલા ત્રણ દાહાડાના આતશ છે તેને એક જુદા આફ્રરંગાનીયામાં એકઠા કરે અને તે આફ્રરંગાનીઉ જુદુ એલાહેદુ પેલા પંદર આતશનાં આફ્રરંગાનીયીં મેલેલાં છે તેની પાશે એલાહેદુ એ શોલમાં આતશનું આફ્રરં-ગાનીઉ મેલે પછી વલી વગર ઇંજેલા આતશમાંથી થોડો થોડો આતશ લઇ તે ઉપર હોરમજદ રોજથી તે અનેરાંન રોજ સુધી ઇજશને (૩૦) તથા વંદીદાદ દર રોજનાં કરે અને તે ઇંજાએલા આતશને પેલાં શોલમાં આફ્ર-રંગાનીઆંનાં શોલમાં આતશમાં એકઠો કર્યા કરે અને વલી બીજી મરતબે વગર ઇજેલા આતશમાંથી થોડો થોડો આતશ લઇ તે ઉપર હોરમજદ રોજથી તે અનેરાંન રોજ સુધી દર રોજ ઇજશને તથા વંદીદાદ કરે અને તે ઇંજેલો આતશ પેલાં સોલમાં આફ્રરંગાનીયામાં એકઠો કર્યા જાએ અને વલી ફરીથી ત્રીજી મરતબે વગર ઇજેલા આતશમાથી થોડો થોડો આનશ લઇ તે ઉપર હોરમજદ રોજથી તે અનેરાન રોજ સુધી ઇજશને (૩૦) તથા વંદીદાદ (૩૦) કર્યા જાય અને તે ઇજાએલા આતશને પેલા સોળમાં આતશના આફ્રરંગાનીયામાં એકઠા કર્યા જાય અને વળી ચોથી મરતબે પેલા વગર ઇજેલા આતશમાંથી થોડો થોડો લઈ તે ઉપર હોરમજદ રોજથી તે અનેરાન સુધી ઇજશને (૩૦) તથા વંદીદાદ (૩૦) કર્યા જાય અને તે ઇજેલા આતશને સોળમાં આફ્રરંગાનીયામાં એકઠા કર્યા જાય અને વળી ફરીથી પાંચમી મરતબે વગર ઇજેલા આતશ-માંથી થોડો થોડો આતશ લઇ તે ઉપર હોરમજદ રોજથી તે અનેરાન રોજ સુધી ઇજશને (૩૦) તથા વંદીદાદ (૩૦) કર્યા જાય અને તે ઇંજેલો આતશ પેલાં સોળમાં આફ્રરંગાનીયામાં એકઠા કર્યા જાય અને વળી ફરીથી છઠી મરતબે પેલા વગર ઇજેલા આતશમાંથી થોડો થોડો લઇને તે ઉપર હોરમજદ રોજથી તે અનેરાન રોજ સુધી ઇજશને (૩૦) તથા વંદીદાદ (૩૦) કરે અને ત્યાર પછી તે ઉપર સાતમી વખતે એક દાદાર હોરમજદની ઇજશને કરી તે સઘળા વારનો ઇજીલો આતશ પેલા સોળમાં આફ્રરંગાનીયામાં જે ઇજેલો આતશ છે તેમાં સાથે એકઠા કરી તે આતશને રોશન રાખ્યા કરે અને પેલા પંદર આફ્રરંગાનીયાની પાસે એ સોળમું આફ્રરંગાનીયુ રાખે અને જો મોબેદોનો જોર વધુ હોય તો દર રોજ (૮) યા (૧૦) ઇજશને વંદીદાદ જુદા જુદા રોજના કરે એ આતશની ઇજશને (૧૮૪) તથા વંદી-

દાદ (૧૮૪) પુરા થયા એટલે એ સોળમો આતશ તઇયાર થયો. હવે એ સોલ આતશના સોળ આફ્રરંગાનીયા ઉપર નામો લખીને નીશાની રાખે અને રાત દહાડો કાઠી વગેરે મુકીને રોશન કર્યા કરે અને જાળવ્યા કરે.

પણ યાદ રાખવું કે આતશબેહેરામના સોળે આતશ પાવ કરતી વખતે સરોશબાજ લઇને દસ્તુરી પઢીને પછી આતશ પાવ કરે.

એ સઘળા આતશોની ક્રીયા કરતાં વરસ દહાડાના જે જશનો આવે તથા ગહમ્બારો આવે તેની ઇજશને—વંદીદાદ, વીસપરદ સર્વે કર્યા જાય અને એ સોલ આતશ ઉપર ઇજિશને વંદીદાદ કરી તઇયાર કર્યા પછી ગાથા ગાહામ્બારમાં પહેલે દહાડે તે આતશબેહેરામ સાહેબને સારૂ એક મોટું આફ્રરંગાનીયુ તઇયાર ખાલી કરી રાખે પછી ઇઓજદાથરેગર મોબેદો જણ (૨) જોર થઇને પેલો પેહેલો નસાનો ઇજેલો આતશ છે તેનું આફ્રરગાનીયુ લાવીને પેલા મોટાં ખાલી આફ્રરંગાનીયામાં ચમચે કરીને મેળવે યાને તે નશાનો સઘળો જરાએજરા આતંશ તેમા મુકે અને પછી બીજા રંગરેજના આતશનું આફ્રરંગાનીયુ લાવી તેમાંના પણ સઘળા આતશ પેલાં મોટાં આફ્રરંગાનીયામાં પેલા નસાના આતશ મુકયા છે તેની સાથે મેલીને એકઠા કરે અને એજ પ્રમાણે જેમ આતસ લાવ્યા હતા અને ઇજેઆ હતા તેજ પ્રમાણે તે સઘળા આતશના આફ્રરંગાનીયા લાવી એક એક પછી પેલાં મોટાં આફ્રરંગાનીયામાં એકઠા કરે પછી તે મોટા આફ્રરંગાનીયાને ઉંચકીને હીંડોળા ઉપર લાવી આતશના ખુઆન ઉપર મેલે અને પછી તે આતશ ઉપર દીન ત્રણ સુધી સરોશની ઇજશને ત્રણ તથા વંદીદાદ ત્રણ કરે પણ આતશબેહેરામનો ગુંબજનો જે નવો મુકામ બનાવેલો હોય તેને પેહલાં ઇજે યાને તેમાં દીન તરણ સુધી સરોશની ઇજશને ત્રણ તથા વદીદાદ ત્રણ કરે એ પ્રમાણે ગુંબજ ઇજીને તઇયાર કરી મુકવો અને પછી હોરમજદ રોજથી તે અનેરાન રોજ સુધી ઇજશને તથા વંદીદાદ તે મોટાં આફ્રરંગાનીયા ઉપર કરવા પછી જે દહાડે તે આતશબેહેરામ સાહેબને તખ્તનશીન કરવા હોય તે દહાડે શરોશની ઇજશને તે આતશબેહરામ ઉપર કરીને પછી તખ્તનશીન કરવા અને તેનું જશન કરવું તેમાં શરોસનું આફ્રરંગાન—બીજું દહમાંનતું આફ્રરંગાન અને ત્રીજું સરોશનું આફ્રરંગાન કરવું અને દરૂન ઇજાવવા એટલે આતશબેહરાંમની ક્રીયા સમાપ્ત થઇ.

---

# આતશ બેહેરાંમની બોએ દેવાની હકીકતનો ચક.

પુર્વ દીશા.
વંઘેઉશ ઉખદો
જોથરાબીઓ ૫૦
૪

ઈશાંન ખુણ.
વંઘેઉશ મનંઘો
જોથરાબીઓ ૫૦
૨

અગની ખુણ.
આથવા આથરો
ગારીએમે.
૩

ઉતર દીશા.
શુકાએ મનંધ્રુ.
૭



શુકાએ શીઓથન.
૯

દખ્ખણ દીશા.
શુકાએ વચંધ્રુ.
૧

૬
વંઘેઓશરીઓથન
જોથરાબીઓ ૫૦
વાય્વ ખુણ.

૫
આથવા આથરો
ગારીએમે.
નઇરૂત્ય ખુણ.

૮
આથવા આથરો
ગારીએમે.
પશ્ચિમ દીશા.

પ્રથમ ઇઓજદાથેગર મોબેદ મીનો નાવરની મોટી ખુબ કરે પછી આતશબેહેરામમાં જઇ પ્રથમ આતશ ઉપર ખુશબો મુકે પછી કાઠી યા સુખડની માચીના ૭ કટકા લઇ તેને સાફ કરી બન્ને હાથમાં ચમચ પકડી ચમચે કરી માચી ચડાવે—પેહેલાં ઉગમણુ દિશા તરફ મોઢું કરી બે કટકા મેલે પછી દખન દશા તરફ મોઢું કરી બે કટકા મેલે પછી આથમન દશા તરફ મોઢું કરી બે કટકા મેલે એ પ્રમાણે માચી આતશબેહેરામ ઉપર મુકે પછી જામાની બાંય ઉંચી કરી પાણી ચોખું લઇ તેનો કળશીઓ પાવ કરે પછી સુરજની શનમુખ મોઢું કરી ઉભો રહીને જયારે ઇજેશને કરતી વખતે આતશનો ખુઆન પાવ કરે છે તેમ આતશબેહેરમને ખુઆન પાવ કરે પછી કળશીઓ પાછે મેલીનો ચમચે કરી તરણ વાર આતશબેહેરામ ઉપર ખુશબોએ મુકે અને તે ખુશબો મુકતાં [બાજમાં] હુમત હુખત હુઅરેશત પઢે પછી બેઉ ચમચ બન્ને હાથમાં પકડીને તેને એકેક ઉપર ધરીને આફરંગાનીયાની કોરની આથમણુ દિશા ઉપર બન્ને ચમચ પકડીને જેમ પાસેના ચકમાં દિશા લખી છે તે પ્રમાણે પઢતાં પઢતાં દિશા ફર્યા કરે અને બીજું ઇશાન ખુણો પકડે તે આથમણુની જમણી બાજુ ફરતો આવે ત્રીજું અગ્નિ ખુણો પકઢે તે ઇસાન ખુણાથી ડાબી બાજુથી ફરે—ચોથું ઉગમણુ દિશા પકડે તે અગ્નિ ખુણાની જમણી તરફ ફરે પાંચમું નૈરૂત્ય ખુણો પકડે તે ઉગમણુ દિશાથી ડાબી બાજુ ફરે છઠું વાવ્ય ખુણું પકડે તે નઇરૂત્ય ખુણાની ડાબી બાજુ ફરે સાતમું ઉતર દિશા પકડે તે વાવ્ય ખુણાથી ડાબી બાજુએ ફરે—આઠમું દક્ષિણ દિશા પકડે તે ઉતર દિશાથી જમણી તરફ ફરે નવમું પાછો દક્ષિણ તરફથી આથમણુ દિશાએ આવીને આતશ ઉપર ખુશબો મેલે એટલે પેહેલાંજ ખુણા ફરતી વખતે બન્ને હાથમાં ચમચ પકડે છે તે ચમચ ઉપર ખુશબો મુકીને દિશા ફરવી અને સેવટે નવમી વખતે તે ખુશબો આતશ ઉપર મુકવી પછી તે બન્ને ચમચોમાંથી એક ચમચ હાથમાં પકડી ડાબે હાથે તે ચમચ આતશના આફરંગાન્યાંને પેવંદ પકડીને (બાજમાં) આતશ નીઆએશ શરૂ કરે પછી હુશમત—હુજુખત—હુજુ અરેશત—એ તરણ પદ પઢતાં જમણે હાથે તરણ વાર ઘંટ વગાડવો પછી (મોઢેથી ખુલું પઢે) ઉસમોઇ ઓજારેસુઆ અહુરા (એસમબોએ) અશાહેજે હમુઅદ (એશમ) ફ્રેરો સપેનતા (એસમ) ઓસતનેમ દદાએતીમ (એસમ) અશા ઇઆચા (એસમ) ખશનોથર અહુરહે મજદાઓ (એશમ) નેમસેતે આતરશ મજદાઓ અહુરહે (એશમ) અશેમ વોહુ (૩) ફ્રરઅરાને (ગેહે) ફ્રસસતીએચ (એસમ બોએ) આથરો અહુરહે મજદાઓ પોથર (એશમ) તઉઅ આતરેશ પોથર

અહુરહે મજદાઓ (એશમ) આથરો અહુરહે મજદાઓ પોથર (એશમ) અસતુઅંતહે (એસમ) આથરો અહુરહે (એશમ) આતરશ સપેનતહે (એશમ) આથરો અહુરહે (એશમ) નેરીઓસંધહે યઅજતડે (એશમ) વીદુઆઓ મેરોતુ (એસમ) યઅસતેમચ (એસમ) વહમેમચ (બોએ) હુબેરેતીમચ (બોએ) ઓશતા બેરેતીમચ (બોએ) વંતા બેરેતીમચ [બોએ] આફરીનામે (એશમ) તઉઅ આતરશ પોથર અહુરહે મજદાઓ [એશમ] યઅસનીઓ અહે વહમીઓ (એસમ બોએ) ઈઅસનીઓ બોઇઆઓ (એસમ બોએ) વહમીઓ નમાનાઓ (બોએ) ઓશત બોઇઆઓ (એશમ બોએ) એસમો જસતો (એશમ) બરેશમો જશતો (બોએ) ગોજસતો (ઇસમ બોએ) હાઉઅનો જસતો (બોએ) દાઇતીઓ એસમે બોઇઆઉ (એસમ) દાએતીઓ બોએદ ઝુઇઆઉ (બોએ) દાએતીઓ પેથવે બોઇઆઓ (ખોરાક કાઠી) દાએતીઓ ઉપસીએને બોઇઆઉ (બોએ યા ગાતું) પેરેનાઇઉશ હરેથરે ઝુઇઆઉ (બોએ) દહમાઇઉશ હરેથરે બોઇઆઉ (બોએ) આતરશ પોથર અહુરહે મજદાઉ (એશમ) શોચે બોઇએ અહમીઅ નમાને (એસમ બોએ) મદ સોચે બોઇએ અહમીઓ નમાને (એસમ બોએ) રોચે બોઇએ અહમી-અનમાંને (એશમ બોએ) વખશથર બોઇએ અહમીઅ નમાને (એસમ બોએ) આતરશ પોથર અહુરહે મજદાએ (એસમ) આસો ખાથરેમ (એસમ) આસો થરાએતીમ (એસમ) આસો જીતીમ (એસમ) પોઉરો ખાથરેમ (એસમ) પોઉરો થરાઇતીમ (એશમ) પોઉરો જીતીમ (એસમ) મસતીમ સપાનો

---

ખોલાશો એ વાતનો એ છે જે—નવા આતશબેહરાંમ બનાવવા સારૂ આતશો લાવીને તે ઉપર કીરયાઓ કરી પરથીને જશન કરે છે તથા ચક ફરી નીયાએશ કરે છે તે કીરયા—તથા નવા દોખમાંનો પાયો ખોડી તાંનો પુરી અને પછી તેને ઈજી જશન કરવાની કીરયા અને એવીજ બીજી મોટી કીરયાઓ જે ઉપર હજારો રૂપીઆનો ખરચ લાગે એવી કીરયાઓ કરવા શારૂ હરેક જરથોસતી દીનનો સાહેબ પોતાનાં શવાબને વાસતે દોખમાં અને બીજાં મોહટા શવાબના કામો કરવાની ઇમારતોનો પાયો રચવાની ઉમેદ રાખતા હોય તેઓને ઘટારત એજ છે કે કાબેલ દશતુરજીઓનું મત અને સલાહ લઇ તેઓનાં મત ઉપર અમલ કરવો કેમ જે કીરીયાઓનું વરનન આ દફતરમા અને એની સાથેનાં બીજા દફતરોમાં કરેલું છે તે ઘણું ટુંકમાં જણાવ્યું છે કારણ કે સર્વ કોઇ શાહેઓને રોશન છે કે આપણાં આગલા દીને માજદીઅસનાંન નામ ધરાવનારા કાબેલ પુરૂસો જે જે ગ્રંથો અને રેવાએતો લખી ગયા છે તે એક બીજાથી જુજ ફરક રાખે છે વાસતે જે કોઇ સાહેબને આ હમારી છાપેલી ચોપડીમાં કશું વધઘટ નજર આવે તો તે વીશેનો વધારે ખોલાસો દસતુરજીઓથી પુછી વાકેફ થાવું.

(એસમ બોએ) ઉશી ખરેતુમ પસચેતે (એસમ) ઉપેરેઆથ્રેમ (એસેમ) નેરે-હામ પસચેને (બોએ) હાંમ વેરેનીમ (બોએ) ખશફનાંમચ (એસમ) આસેનો ગાતુમ (બોએ) ફરજંતીમ (એસમ) હાંમ રેદામ (બોએ) હુઆપાંમ (બોએ) આંજેજીમ (બોએ) દધો સસતામચ (એસમ) આતરશ પોથર અહુરેહે મજદાઓ (એસમ) યામે અંધદ (એસમ) વીસપો ખાથ્રેમ (એસમ) જજે (એસમ) બોઇએ (બોએ) દરેગે હુઅંધહે (એસમ) વીસપેમીઓ (બોએ) શશતીમ બેરેતે આતરશ મજદાઉ (એસમ) શુરીમચ (બોએ) વીસપેમીઓ હચ (એસમ બોએ) હુ બેરેતીમ (બોએ) ઉસતા બેરેતીમ (બોએ) વંતા બેરેતીમચ (બોએ) આતરશ જસત (એસમ) હખ હશે બરેતે (બોએ) અર-મેશાએદે (એસમ) આતરેમ સપેનતેમ (એસમ) આદયેજેશે (એસમ) ઉએમ બેરેતે (બોએ) એસમેમ વા અશીઅ (એસમ) બરેસમેમવા અશીઅ ફરશનરે તેમ (એસમ બોએ) આતરસ મજદાઉ (એસમ) અદમેશનો (એસમ) ઉરૂ-આખસંધહે (એસમ) એમદ આથરો (એસમ) આફ્રીઉત્તેમ (એસમ) એસમ બરેતે (એસમ બોય) પેરેશનીમ (એસમ) અશહે બેરેજ યોજદાતાંમ (એસમ) (બાજમાં અહુરમજદ ખુદાએ અવજુની) પઢયા પછી બે અહુનવર પઢતાં બંધે હાથમાં ચમચ પકડી આફરંગાનીયામાં ભશમ ઉપર બે કશ ખેંચે પછી નીયાએશ તમામ કરે પછી બીજી નીયાએશ કરી બે અહુન-વરો પઢતાં પેલા બંધે ખેંચેલા કશને પાછા શાફ કરી નાંખે પછી જેટલી નીયાએમ કરવા ઘટે એટલી નીયાએશ કરે એટલે હાવન ગેહેમાં નીયાએશ (૧૧) રપીથવન ગેહેમાં યા બીજી હાવન ગેહેમાં નીયાએશ (૯) કરે અને ઉજીરન ગેહેમાં નીયાએશ (૭) કરે અને એવેસરૂથ્રેમ ગેહેમાં નીયાએશ (૭) કરે અને ઉશહેન ગેહેમા નીયાએશ (૯) કરે અને જેવારે બોએ દેતાં નીયાએશ કરે તેવારે હાવન અને ઉસહેન ગેહમાં ઉગમણુ દશા તરફ મોહડું કરી ઇભા રહેવું અને રપીથવન—ઉજીરન અને એવેસરૂથ્રેમ ગેહેમાં આથમણુ દશા તરફ મોહડું કરી ઉભા રહીને નીયાએશ કરે—એ પરમાણે બોએ દેવાની ક્રીયા કરે.

---

## આતશ બેહેરામ સાહેબની ભસમ (યાને રાખ) નીરંગદીન સાથે પીવામાં આવે છે તે કહાડવાની ક્રિયા.

પ્રથમ બે મોબેદો બરશનુમનાં ઘણી મોટી ખુબ કરીને રાતના ઓશ-હેન ગેહેના વખત ઉપર ખુમચો (૧) અને ચમચ બે પાવ કરીને તેને સુકવે અને સોજાં કપડાંનો કટકો (૧) મોટા લઇને તેને પાવ કરીને સુકવે પછી આતશબેહેરામની આગળ જઇને બન્ને મોબેદો પેવંદ વળગીને બાજ લીએ.—

અશનોથર અહુરહે મજદાઓ અષેમ વોહુ (૩) ફ્રરઅરાને મજદીઅસનો જરથોશતરેશ વીદેઉઓ અહુરહે દકેશો ઓશહેનાએ (જાવત) ફ્રરસસ્તીએચ અહુરહે મજદાઓ રેઉ તો ખરેનંઘહતો ખરાનોથર ઇઅસનાએચ વહમાએચ ખશનોથરાએચ ફ્રરસસ્તીએચ ઇઅથા અહુ વેરીઓ જોતા ફ્રરામે મરૂતે અથા રતુશ અશાદ ચીદ હચ ફ્રરા અશુઅ વીદુ આએ મગોતુ અશેમ (ફ્રરીને બાજમાં પઢે) "અશેમ" પછી એક મોબેદ પોતાને હાથે દશનાંનાં પેહેરી પેલી બન્ને ચમચો હાથમાં ધરી તે આતશબેહેરામનાં આફ્રરંગાનીયામાંથી એક તરફથી આસ્તેથી ઠંડી પડેલી ભશમને તે ચમચે કરીને જેટલી જોઇએ એટલી કહાડીને પેલા પાવ કીધેલા ખુમચામાં મુકે પછી પેલા મોબેદો પોતાના હાથમાંથી દશનાનાં કહાડીને બંને જણા મુગે મોહોડે પોતાના બંને હાથોને પાણીથી પાવ કરે અને તેને લુકીને ખુશક કરે પછી પેલું પાવ કપડું લઇને બંને જણા તે ભશમને ચાળે અને ચાળી રહ્યા પછી તે ભશમને પાવ વાસણમાં ભરીને તેની ઉપર ઢાંકણુ ઢાંકીને પેલાં પાવ કપડાંના ત્રણ પડ કરીને તે વાસણનાં મોડાં ઉપર મુકીને પાવ કીધેલા દોરાએ ત્રણ આંટા મારીને બે સવરા ગાંઠ મારે પછી તેને ઉંચે મુકીને ગુંબજમાંથી બીજી પાવીમાં આવીને બાજ મુકે (બાજમાં પઢે) હોરમજદ ખોદાએ અવજુની મરદુમ મરદુમ સરદગાં (જાવત) એદુન બાદ (પરગદ પઢે) યથા અહુ વેરીઓ (૨) ઇએસનેમચ (જાવત) આફ્રરીનામે અહુરહે મજદાઓ રેઉઅનો ખરેનંઘહતો અશેમ વોહુ (૧) અહમાએરેસચ.—હજંઘરેમ. જસમે,—કેરફે મુજદ. અશેમ વોહુ (૧) પઢી કુસતી કરે એટલે એ ક્રીયા સમાપ્ત થઇ અને અગરજો એકજ મોબેદ હોય તો તે એખલો પણ ઉપર જણાવેલી ક્રીયા કરીને ભશમ કહાડે તેમાં કશી હરકત નથી.

## નવાં આદરીયાંન કરવાની ક્રિયા.

પ્રથમ શ્રી આતશ આદરીયાન સાહેબને તખ્તનશીન કરવા બાબે ભલી દીનમાં એવો હુકમ છે જે હરએક શેહેર અથવા ગામ મધે માજદીઅસની દીનના બેહદીનોનાં ઘર (૧૦) દસની આબાદી તથા વસ્તી હોય તે જગ્યામાં આતશ આદરીયાન સાહેબ તખ્તનશીન કરવાની જરૂર ફ્રરમાવેલી છે કે આતશ આદરીયાન સાહેબ બનાવે અને તેનો કેબલો કરી અને તેની સનમુખ ઉભા રહીને પાક ઇઅજદાંની સેતાએશ અને બંદગી કરવીજ જોઇએ છે.

જાણવું કે જે દરેમેહેરમાં આતશ આદરીયાન સાહેબ તખ્તનશીન કરવાનો જે કાઇ ભલી દીનનો શખશ ઇરાદો રાખતો હોય તે પરથમ દરેમેહર તથા આતશ આદરાંન શાહેબનાં ગુમબજને ઇજાવે તેની વીગત એ જે પ્રથમ

તે દરેમેહરને તથા આતશ આદરાંન સાહેબના ગુમબજ તથા તેની દેવાલોનેબી પાક નીરંગે કરી પેહલાં વાર ૩ ત્રણ પાક કરે તે નીરંગ ખુશક થયા પછી પાક પાંણીએ કરી વાર ૩ ત્રણ તે તમાંમ જગ્યાને ધોય અને પવીત્ર કરે ત્યાર પછી દરેમેહેર ઇજવાનું કામ શરૂ કરે તે દીન (૩) ત્રણ લગી તે દરેમેહેરની ઓરવીશગાહાની જગ્યામાં હીનદોલા તથા આતશ આંદરાંન શાહેબનાં ગુમબજને અંદર શાફ પથરોનાં ખુઆંનો માંડીને દીન (૩) ત્રણ લગી યોજદાથરેગર મોબેદો બરશનુમનાં ખાવંદો તે દરેમેહેર ઇજાંવનાર નાંમે નવાં બરશનુંમ લઇને તેઓની નઇયતે તેનાં જોડાં સાથે દંન (૩) ત્રણ સુધી સરોશની ખશતુમેને ઇજશને (૩) ત્રણુ તથા વંદીદાદ (૩) ત્રણુ કરે તે પછી ચોથે દહાડે એક્કી જોર ઓરવીશગાહા ઉપર તે સઘળા મોબેદોની કીયા કરાવનાર નામે અરદાફરૂઅશની ઇજશને કરે તે ઇજશને કીધા પછી તે જગ્યા ઉપર તમામ મોબેદો મળીને તે દરેમેહેરની જગ્યા તથા આતશ આદરીયાન સાહેબનો ગુંબજ ઇજેઓય તેની મીઅજદ તથા આફરંગાન કરે અને દરેન બાજ ઇજે. તેમાં પેહેલું આફરંગાન એક દાદર હોરમજદનું કરવું—બીજું અરદાફરૂઅશનું કરવું—ત્રીજું અશપનદાદ અમેશાસપદનું કરવું—ચોથું દહમાનનું કરવું—અને પાંચમું સરોશનું કરવું એ પ્રમાણે પાંચ આફરંગાન કરવાં અને પાંચ બાજ ઇજાવવી પછી એથી વધુ કરે તેનો વધુ સવાબ છે.

હવે એ દરેમેહેરની મીઅજદ કરી રહ્યા પછી શ્રી આતશ આદરીયાન સાહેબને તખતનશીન કરવા બાબે આતશો (૪) ચાર મંગાવવા જોઇએ તેની વીગત નીચે લખી છે તે એ છે કે—

૧ આતશ પેહેલો અથોરનાન ટોળાનો.
૨ આતશ બીજો રથેરાતારનાં ટોળાંનો.
૩ આતશ ત્રીજો વાશતરીઓશના ટોળાંનો.
૪ આતશ ચોથો હુતોખશાંનનાં ટોળાંનો.

જાણવું જે અથોરનાનનાં આતશ લેવા તેની વીગત એ જે દસ્તુર મોબેદ અને દાવરને ઘેરના તથા જે ધણી આતશ આદરીયાન તખ્તનશીન કરે તેને ઘેરના અને એ સીવાએ તે ગામના પરહેજગાર બેહેદીનો તથા દાવરોને ઘેરનાં આતશો લેવા.

રથેસતાર ટોળાંના આતશો લેવા તેની વીગત લખી છે—

૧ દેશના વડા સાહેબના બબરચીખાનાના.
૨ લશકરી વડા સરદાર સાહેબને ત્યાંના.
૩ મોટા હોદેદાર ઇનશાફ કરનાર સાહેબને ત્યાંના.

વાશતરીઓશનાં ટોળાંના આતશો લેવાની વીગત લખી છે—

માજદીઅસની દીનનો હરએક મોબેદ અથવા બેહદીન જે બુરઝીગરનો પેશો કરતો હોય તેને ઘેરનાં આતશો લેવા અને એ સીવાય જે કોઇ કે હીંદુ બુરઝીગર ખેતીવાડીનો કરનાર અથવા બાગબાન હોય તેને ઘરના આતશો લેવા.

હુતખશીનના ટોળાના આતશો લેવા તે મધે હરએક આતશો ઉપર શખતી અને તશદી વધારે હોય તે આતશો લેવાની વીગત લખી છે—

| | | | |
|---|---|---|---|
| ૧ | હમામખાનાના. | ૧૧ | કુંભારની ભઠીના. |
| ૨ | સોનીના. | ૧૨ | નળીયાંની ભઠીના. |
| ૩ | ભરતીઆના. | ૧૩ | ઇંટની ભઠીના. |
| ૪ | લુહારના. | ૧૪ | છોની ભઠીના. |
| ૫ | કલઇ કરે તેનાં | ૧૫ | ચુનાની ભઠીના. |
| ૬ | તનુરના. | ૧૬ | ગોવાળીયાના. |
| ૭ | રંગરેજના. | ૧૭ | કંસારાના. |
| ૮ | ખરાદીના. | ૧૮ | રૂપગરાના. |
| ૯ | કલઇગરાના. | ૧૯ | ચોકીદારના. |
| ૧૦ | દારૂની ભઠીના. | ૨૦ | વણજારાના. |

એ ઉપલા વીશ આતશો વગેરે જે કોઇ આતશો ઉપર તસ્દી તથા મેહેનત વધારે હોય તેવા આતશો લેવાની જરૂર છે.

હવે એ ઉપર લખેલા સઘળા આતશો પાક કરવાની ક્રીયા લખી છે તે એ છે કે પ્રથમ હરેક આતશને સુરાખદાર ચમચે કરી તે ઉપર સુખડનો ભુકો નાખી હરેક આતશની ઝાહર લેવી યાને સુરાખદાર ચમચને હરેક આતશનાં શોલાની વરાર ઉપર પકડીને સરોશ બાજ અશહે સુધી પઢીને પછી બાજ-માંજ દશતુરી પઢવી અને તે વરારને લેતી વખતે ઇઅથા અહુ વેરીઓ પઢયા કરે જેવારે નીચેનો આતશ સુખડના ભુકામાં અસર કરે તે આતશને લેવો અને તેને બીજા પાતરાંમાં મુકીને રોશન કરવો અને અસલ આતશનું પાતરૂં જે છે તેને એ પાતરાં સાથે પેવંદ કરીને રાખવું અને એ બંધે આતશને એક બીજાથી દુર રાખવાં તે એક મોટાં આદમીનાં હાથની વેંતને અંદાજે દુર રહે તે પ્રમાણે રાખવા અને એથી વધારે રેહે તેમ નહી કરવું પછી આગળા અસલી આતશો ઉપર કાંઇજ કાઢી મુકવી નહીં અને તેને ઠંડા કરવા અને તેની રાખ ઠંડી થાય ત્યાં સુધી બીજાં પાતરાંના આતશો જે નવા લીધેલા છે તેને રોશન રાખ્યા કરવા અને અહુનવર પઢયા કરવો

એ પ્રમાણે (૩) ત્રણ મરતબે ત્રણ પાતરાંઓ માંડીને હરેક આતશોની ઝાહરથી જુદી જુદી લેયે અને ચોથાં પાતરાંના આતશને સંઘરી રાખવા એટલે જે ઉપર લખેલા કુલ સઘળા આતશોને ઉપર લખેલી કીયા પ્રમાણે ત્રણ મરતબે આંધરાંની ચમચથી પાક કરીને પછી તે આતશોના (૪) ચાર પાતરાંઓ જુદાં જુદાં કરવાં અને તે ચારે પાતરાંઓ મધે ચારે આતશોને મુકવા તેં મધે પેહેલાં અથોરનાનના—બીજા રથેશતારના—તથા ત્રીજા, વાશતરીઓશના—અને ચોથા હુતોખશાનના. એ ચારે આતશોને જુદા જુદા ભેળીને ચાર પાતરાં કરીને પછી તે ઉપર પેહલે દહાડે એકઠી સરોશ ઇજદની ઇજશને તથા વંદીદાદ (૧) સરોશ ઇજદનો કરવો તે એકઠા આતશો ઉપર જુદા જુદા ચાર આતશો ઉપર કરવા તથા બીજે દહાડે દાદાર હોરમજદની ઇજશને (૪) ચાર તથા વંદીદાદ (૪) ચાર તે ચારે આતશો ઉપર જુદા જુદા કરવા ત્યાર પછી રથેશતારના આતશો તથા વાશતરીઓશના આતશો અને હુતોખશાનનાં (૩) ત્રણ પાતરાં ઇજેલાં છે તે ત્રણે આતશોને અથોરનાંનનાં આતશનાં પાતરામાં મેલવા અને હરએક આતશ મેલવની વખત (૩) ત્રણવાર આતશની નમશકાર કરવી તથા અહમાએરેસચ પઢવી—એ પ્રમાણે વાર (૩) નમસકાર કરીને તે ત્રણે પાતરાંઓની રાખને ઠંડી કરવી પેહલાં અથોરનાંનનાં આતશનાં પાતરાંની સાથે પેલાં ત્રણે પાતરાંઓ ચમચથી પેવંદ કરી રાખવાં કે તે પાતરાંઓની રાખબી ગરમ હોય તે સારી રીતે થંડી પડે ત્યારપછી તે પાતરાંઓને ખીસાડવાં અને અથોરનાંનનાં આતશમાં પેલા સઘલાં આતશો એકઠા કીધેલા છે તે આતશો ઉપર ઇજેશને (૧) સરોશ ઇજદની તથા વંદીદાદ (૧) સરોશ ઇજદનો કરવો અને વંદીદાદ (૧) તથા ઇજશને (૧) કીધા પછી બીજે દહાડે ફરીને હાવન ગેહેમાં તે આતશો ઉપર ઇજશને (૧) દાદાર હોરમજદની કરીને આતશ આદરાંન શાહેબને તે જગો ઉપરથી ઉઠાવી ગુમબજમાં બુજોરગીથી તખત નશીન કરવા તે આતશ આદરાંનને ઉઠાવતી વખત યથા અહુવેરીઓ પઢતાં રશતામાં ચાલે અને એ પ્રમાણે સઘલી કીરયા કરીને તે તમાંમ માજદીઅસની દીનનું અનજુમન મલીને આતશ આદરાંન શાહેબને બુજોરગીનાં તખત ઉપર તખત નશીન કરે ત્યાર પછી આતશ આદરાંન સાહેબની મોબેદ (૧) એક બોએ દીએ અને આતશની નીયાએશ કરે—અને તમાંમ અનજુમનબી આતશ આદરાંન સાહેબની નજદીક અદબ બજા લાવી શેજદો કરીને આતશની નીયાએશ તથા પતેત કરી પોતાનાં દીલની મુરાદ તથા બુજોરગ શવાબનો હંબેરો હાંશેલ કરે તેમાં પેહલું આફરંગાંન એક અરદીબેહશત અમેશાસપંદનું કરે—બીજું દાદાર હોરમજદનું કરે—ત્રીજું અસ-

પનદાદમદ અમેશાસપંદનું કરે—ચોથું અરદાફરૂઅશનું કરે—પાંચમું દહમાંનનું કરે અને છઠ્ઠું સરોશનું કરે અને એજ પ્રમાણે દરૂન ઈજીને જે બુજોરગ શાહેબની નઇયતે આતશ આદરાંન સાહેબ તખતનસીન કીધા છે તે શાહેબને નામે તનદરોશતી પઢે અને દરૂન મીઅજદની ચાશની કરે અને તે મીઅજદનાં શરાબમાં એક સાથે સર્વે હમાજોર લઇ સામેલ થાએ—

☞ આદરયાન સાહેબને તખ્ત બેસાડવાની હયાં કીયા પુરી થઇ.

---

## બાજ શેહેન ઇજવાની લખી છે[1]

સાત તાએની બરસમ લેવી અને એવીઅંગ્રહન વણી બાંધવી તથા ૩ ત્રણ દરૂન તથા ૩ ત્રણ ફરશશત માંડી બાજમાં ઇઆદ કરીએ તથા આતશ રોશન રાખવા.

હુમત હુખત હુઅરેશત. હુ મનશને હુ ગવશને હુ કુનશને, ઇન ખશનુમેને. શીરોઝા વીસપેશા સરોશ અરદા ફ્રૂઅશ બેરેશાદ.

( ઇઆદ તમામ કરી મગટ પઢે. )

અશેમ વોહુ (૩) બરેસમન દથોશો અહુરહે મજદાઓ રેઉઅતો ખરેનંગ્રહતો અમેશનામ સપેંતનામ ખરેથેમ મીઅજદેમ આઇએસે ઇઅસતહે. હુરૂઅત અમેરેતાત ગાએસ હુદા આપે ઉરૂઅર એસમે બોએદે ખશનુમેને અહુરહે મજદાઓ અમેશનામ સપેંતનામ સરોશહે અશીઅહે આથરો અહુરહે અજદાએ રથવો બેરેજતો ઇઓ અશહે આઇએસે ઇઅશતહે, અશનીઅએબીઓ અશહે રતોમીઓ. હાઉઅને ( ગેહે ૫ પાંચો તમામ પઢવી ) વરેદદ ગેથીઆએ આઇએસે ઇઅસનહે (રોજ તથા માહ પઢીએ) તઉઅ આથરો અહુરહે મજદાએ પોથર મદ વીસપેમીઓ આતરેબીઓ આઇએસે ઇઅસતહે (જાવત) ખરેથેમ મીઅજદેમ આઇએસ ઇઅસતહે. હુરૂઅત. (જાવત) ખશનુમેને એહુરહે મજદાઓ રેઉઅતો ખરેનંગ્રહતો અમેશનામ સપેંતનામ વંઘહુએ મનંઘહે (સીરોજા તમામ પઢે) દહમીઆ વંઘેહીઆઓ આફ્રીતોએશ ઉગરા દામોએશ એપ મનાહ વીસપેશાંમ ઇઅજતનામ (જાવત) નંબાનજદેસતન.મ ફ્રૂઅશનામ. ઓખ્મતો નામનો ઇઅજતહે ખરેથેમ મીઅજદેમ આઇએસે ઇઅશતહે. હુરૂઅત અમેરેતાત ગાએશ હુદાઓ આપે એરૂઅર અએસમે બોએદે ખશનુમેને. અહુરહે મજદાઓ રેઉઅતો ખરેનંગ્રહતો અમેશનામ સપેંતનામ વંઘહુએ મનંઘહે (જાવત સીરોજા તમામ પઢે) દહ-

---

૧ એક યજદનું નામ છે. અસલ એ બાજ મોટી આફત વખતે પઢવામાં આવતી હતી.

મીઆઓ વંઘોહીઆઓ આફ્રીતોએશ ઉગરા દામોએશ ઉપમનાએ વીસપેશામ ઇઅજતનામ (જાવત) નંબાનજદેશતનામ ફ્રૂઅશનામ, ઓખતો નામનો ઇઅજતહે. ખરેથેમ મીઅજદેમ (જાવત) અએસમે બોહદે ખશનુમેને. સરો-, શહે અશીઅહે તખમહે તનુમાંથરહે દરેશી દરોશ આહુએરીઅહે. ઓખતો નામનો ઇઅજતહે ખરેથેમ મીઅજદેમ. (જાવત) અએસમે બોએદે ખશનુમેને સરોશહે અશીઅહે. (જાવત) આહુએરીઅહે ઓખતો નામનો ઇઅજતહે ખરેથેમ મીઅજદેમ આઇએસે ઇઅસતહે. (જાવત) ખશનુમેને અશાઉનામ ફ્રૂઅશનામ (જાવત) નંબાનજદેશતનામ ફ્રૂઅશનામ ઓખતો નામનો ઇઅ-જતહે ખરેથેમ મીઅજદેમ. (જાવત) ખશનુમેને અશાઉનામ ફ્રૂઅશનામ જાવત) નંબાનજદશતનામ ફ્રૂઅશનામ ઓખતો નામનો ઇઅજતહે આઇ-એસે ઇઅસતહે.

☛ રદીરોજાની ખશનુમન વાર ૨ પઢે તથા સરોશની ખશનુમન વાર ૨ પઢે તથા અરદાફ્રૂઅશની ખશનુમન વાર ૨ પઢવી.

અઉઅંઘાએ ફ્રૂઅશીઓ (જાવત) વીસપેબીઓ વંઘહોદાએબીઓ. (જાવત) વહેશતાદ ફ્રૂઅરાને (જે ગેહે હોએ તે પઢે) વીદુઆએ મરોતુ. એમ હુમતાય.

જે મીશાલે બરસમમા ગેહે તથા રોજ માહા તથા ખશનુમન પઢયા તે રીતે પઢવી.

અહુરહે મજદાઓ રેઉઅતો ખરેનંઘહતો અમેશનામ સપેંતનામ વંઘહુએ મનંઘહે (જાવત) નંબાનજદશતનામ ફ્રૂઅશનામ, ખશનોથર ઇઅસનાએચ વહમાએચ ખશનોથરાએચ. ફ્રસસતીએચ આઅદ દીશ આઉ-એદીઅ મહી. સરોશહે અશીઅહે તખમહે તનુ માંથરહે દરેશી દરોશ આહુરીઅહે ખશનોથર ઇઅસનાએચ વહમાએચ ખશનોથરાએચ ફ્રસસ્તી-એચ આદ દીશ આઉએદીઅ મહી. અશાઉનામ (જાવત) નંબાનજદેસતનામ ફ્રૂઅશનામ ક્ષનોથર ઇઅસનાએચ વહમાએચ ખશનોથરાએચ ફ્રસસતી-એચ આદદીસઆઉએદીઅમહી. અશાઉનામ ફ્રૂઅશનામ. (જાવત) નંબા-નજદેસતનામ ફ્રૂઅશનામ ઇઅસનાએચ વહમાએચ ખશનોથરાએચ ફ્રસ-સતીએચ આદદીશ આઉએદીઅમહી. વીસપેબીઓ વંઘોદાએબીઓ. (જાવત) વહેશતાદ. અમેસાસપેંતા હુખશથરા હુદાઓઘ્રહો ઇઅજમેદે. ઇએં-ઘહે હાતામ (જાવત) તાએસ્ચા ઇઅજમેદે દદુઆઓંઘેમ અહુરેમ મજદામ ઇઅજમેદે. અમેશાસપેંતા હુખશથરા હુદાઓઘહો ઇઅજમેદે. અશનીઅ અગુઅનઅશહે રતુઓ ઇઅજમેદે. હાઓઅનીમ અશુંઅનેપ અશહે રતુમ ઇઅજમેદે. (ગેહે પાંચો પઢે તથા રોજ માહા પઢે) (જાવત) ઇએમ અહુરેમ

મજદામ હુરૂઅત અમેરેતાત ઇઅજમેદે ગાઉશ હુદાઓ ઇઅજમેદે. અપેમચ ઉરૂઅરાંમચ યઝમયદે એસમાંસચ બોએદીમચ યઝમયદે. અહુરેમ મજદામ રેઉઅંતેમ ખરેનંઘહતેમ યઝમયદે અમેશાસપેંતા હુખશથરા હુદાઓંઘહો યઝમયદે. વોહુ મનેમ અમેશેમ સપેંતેમ યઝમયદે. (શીરોજા તમામ પઢે)૧ ઓથ્રેમ તખમેમ દામોએશ ઓપમનેમ ઇઅજતેમ યઝમયદે. વીસપેમચ અશુઅતેમ મેનીઉમ ઇઅજતેમ યઝમયદે. પીસપેમચ અશુઅતેમ ગેથીમ ઇઅજતેમ યંઝમયદે. અશાઓનામ વંઘોહીશ શુરાઓ સપેંતાઓ ફ્રૂઅશીઓ યઝમયદે હુરૂઅત અમેરેતાત યઝમયદે. (જાવત) એસમાંસચ બોએદીમચ યઝમયદે. સરોશેમ અશીમ હુરોદેમ વેરેથરાજનેમ ફ્રાદદ ગેથીમ અશુઅતેમ અશહે રતુમ યઝમયદે હુરૂઅત અમેરેતાત યઝમયદે. (જાવત) એસમાંસચ બોએદીમચ યઝમયદે, અશાઓનામ વંઘોહીશ સુરાઓ સપેંતાઓં ફ્રૂઅશીઓ સતોમે. જબીએમે. (જાવત) વેરેથરગનદ (બાજમાં યાદ કરે) વીસપાઓ ફ્રૂઅશીઓ અસાઓનાંન યઝમયદે અશાઓનાપ વઘોહીત શુરાઓ સપેંતાઓ ફ્રૂઅશીઓ યઝમયદે. વીસપે અશુઅન ઇઅજત યઝમયદે. (જે ગેહે હોએ તે) પેતે રતુમ ઇએંઘહે હાતામ. (જાવત) તાઓસચા યઝમયદે અશેમ વોહુ (૩) અશીઅ દદામે ખરેથેમ છીઅજદેમ. (જાવત) રથવો બેરેજતો ઇઓ અશહે અશીઅ દદામે. અસનીઅએબીઓ અશહે રતોબીએ. હાઉઅને (પાંચે ગેહે તમામ પઢીએ] વરેદદ ગેથીઆઓ અશીઅ દદામે (રોજ માહા પઢે) તઉઅ આથરો. (જાવત) અશોતેનામચ અશહે રથવામ અશીઅ દદામે. ખરેથેમ મીઅજદેમ (જાવત) બોએદે ખશનુમેને અહુરહે મજદાઓ રેઉઅતો ખરેનંઘહતો અમેશનામ સપેંતનામ વંગ્રહુએ મનંઘહે.

ખશનુમન શીરોજાની તથા સરોશની તથા અરદાફ્રૂઅશ !! જેમ બરસમમાં આગલ ખશનુમન લખીછે તે મીશાલે એ જગો પઢીએ.

નંબાનજદેસતનામ ફ્રૂઅશનામ ઓખતો નામનો ઇઅજતહે અશીઅ દદામે.

ખશનુમન શીગેજાની તથા સરોશની તથા અરદાફ્રૂઅશનીએ ૩ ત્રણુ ખશનુમન વાર ૨ બએ ફ્રીથી પઢવી.

અઉઅંઘાઓ ફ્રૂઅશીઓ (જાવત) વહેશતાદ. અશાઇઅનો પેતે જમીઆદ (જાવત) વીસપાઇઅઉએ (બાજમાં યાદ કરે) ઇઅથા અહુ વેરીઓ (૨) અહુનેમ વેરીમ યઝમયદે (જાવત) તાઓસચા યઝમયદે. અશેમ વોહુ (૩) અશીઅ દદામે (જાવત) અશુઅનો પેતે જમીઆદ અંમેશે સપેંત (જાવત) યાતોમનહે જશેતે અશેમ વોહુ (૩).

બાજ તમામ સંપુરણુ ધરે બરસમ બરસમદાનમાં મુકી દરૂનની ચાશની કરે મોઢું સાફ કરી બાજ છોડ્ય તેમ મેલીએ.

## દોઆ દાદાર હોરમજદ પાસે માંગવાની.

તમાંમ બેકુનંદ રોશનહા ઇઅકે જોમલેહા શાદ રૂઆંની-આંત બ ગરોથમાંન અરદાફરૂઅશ બેરેસાદ હમા ફરૂઅશાંન યાલે જાએગા દાદાર જેહાંદાર ઓદોઆ આફરીન ઇન ગાથીરા બેહેદી-નાંન જરથોશતરીઆંન સદ સદ હજાર આશકારા કુનંદ એદુનબાદ ઓમરદરાજ બાદ આફરીન બાદ એદુન બાદ મારા દોઆએ મીકુનંદ રૂઆંન ગરોથમાંન બેમેહીન માજદીઅસનાંન બેહેદીન પાક દીન હોરમજદ બહુમન અમેશાસપંદાંન બ હમેદીન અવરે ફરૂ-અશ અશુઆંન કુનંદ વશતરગ દેહબાઓજરીન પોસીદ બ રોઆંન અનોશહે રૂઆંન દેહાદ હારેમન દેવાંન મરદોમાંન ઓહ અનો-શહે રૂઆંન હેચ ગોજંદ ઓજીઆંન મતુઆંન બાદ. આહારેમન હલાલ શવદ ઓ દુર શવદ ઓ દફે શવદ.

---

## નીરંગ દાદાર હોરમજદ પાસે દોઆ માંગવાની.

ખશનુમેન અશુઆંન રા રૂઆંનીઆં રા અવસતા હા બે ખાનંદ અશોઆંરા દરૂન રોજી હા મીકુનંદ અશુઆંન બ ગરોથ-માંન મારા શાએદ મીકુનંદ શાદ સવદ દોઆએ મીકુનંદ હેરબદ અશુઆંરા અવસતાહા બે ખોઆનંદ અશોઆંનરા શાદ ઓ નીક શવદ અવસતા કબુલ બ કોનંદ પેશ અરદાફરૂઅશ જુમલેહા શવદ દીન જરથોશતરી પોએરીઓ દકેશહા દાદાર હરવેસપ આગાહા રા દોઆએ અવસતા બે ખાનદ બેહેશત જાએગાહા બે નશીનદ નેક શવદ પેગમબર હક જરથોશત સપેંતમાંન દીન જરથોશતરી દીન બેહેરા આલમરા જરથોશત સપેંતમાંન બેરેસાદ હુશેદર હુશે-દરમાહ સોશીઓશે પેગમબર હક આવરંદન મન કબુલ કરદંન રાસતે ગોફતન બેહેદીન આશકારા શવદ જરથોતરી આગાજ શવદ.

---

## રોજ ૧ લો હોરમજદ અને માહા ૧ લો ફરવરદીન એ દીને હાવન ગેહેમાં વનંત યજદનાં દરૂન ઇજે છે તેની ક્રીયા.

પ્રથમ બરશનુમવાલો મોબેદ ખુબ કરીને પછી એ દરૂન ઇજ-વાને વાસતે બરસમ બાંધે તે વખતે બરસમની સાથે લોઢાંનાં

હાથાની છરી ૧ પાવ કરી પોતાનાં હાથમાં રાખે, સરેસ્તા પ્રમાણે બે નાંમનાં દરૂન, બે ફરસસત, ગેશોદો, ઓરૂઅર અને આપે લીએ, અને ડાહાબા હાથની તરફ બે નાંમનાં દરૂન મુકે અને જમનાં હાથની તરફ બે ફરસસત મુકે. પેહેલા નાંમનાં દરૂન ઉપર ગેશોદો મુકે અને બીજા ફરસસત ઉપર ઓરૂઅર મુકે અને આપે લીએ. આતશ અને એસમ બોએ મુકે, પછી પેલી છરી દરૂનની પાસે એક તરફથી મુકે પછી નવગેરેહ લાકડી લાવીને તાંહાં પોતાની આગળ મુકે પછી ડાહાબા હાથમાં પાવ બરસમ પકડે અને યાદ કરે; યાદ કરી રહ્યા પછી જમણો હાથ અવાવ કરીને તે હાથમાં પેલી નવગેરેની લાકડી પકડે પછી મોઢે પઢવાનું શરૂ કરતી વખતે તે લાકડી હીંદોરાનાં બોઆંન ઉપર થોકતો જાય અને પઢે—ખશનોથ્ર અહુરહે મજદાઓ અષેમ વોહુ (૩) બરેસમન દથેશો અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘહતો અમેશનાંમ સપેનતનાંમ ખરેથેમ મીઅજદેમ આઇએસે ઇઅશતે.

( હ્યાંથી તે રોજ માહા પઢે ત્યાં સુધી પેલી લાકડી બોઆંન ઉપર થોકે પછી તે લાકડી મુકીને પઢયો જાય તે પાછો વળી નીચે લખેલાં પદ પઢતા લાકડી થોકયો જાય. )

ખરેથેમ મીઅજદેમ આઇએસે ઇઅશતે હુરૂઅત અમેરેતાત ગાઓશ હુદાઓ આપે ઓરૂઅર અએસમે બોએદે ખશનુમને અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘહતો અમેશનાંમ સપેનતનાંમ વનંતો સતારો મજદદાતહે ઓખતો નામનો યજતે ખરેથેમ મીઅજદેમ આઇએસે ઇઅશતે. હુરૂઅત અમેરેતાત ગાઓશ હુદાઓ આપે ઓરૂઅર અએશમે બોએદે ખશનુમને અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘહતો અમેશનાંમ સપેનતનાંમ વનંતો સતારો મજદદાતહે ઓખતો નાંમનો યજતહે.

( હ્યાંથી એ કરદો પુરો કરે અને "**એમ હુમતાચ**" નાં કરદાનો રોજ માહ પઢે ત્યાં સુધી લાકડી થોકયો જાય અને પછી રોજ માહા પઢીને લાકડી પાછી મુકે પછી વળી ક્ષનુમન પઢતાં પાછી લાકડી થોકે.)

અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘહતો અમેશનાંમ સપેનતનાંમ વનંતો સતારો મજદદાતહે ખશનોથ્ર યસનાએચ વહ-

માએચ ખશનોથ્રાએચ ફ્રૂસસતીએચ આઅદ દીશ આઉએદીય મહી.

( હ્યાંથી એ કરદો સઘલો પુરો કરે ત્યાં સુધી લાકડી થોકયો જાય અને પઢે. )

યથા આઅદ યજમઇદે.

પઢતાં લાકડી પાછી મુકી દીએ અને પછી વળી—

દદુઆઓંઘહેમ અહુરેમ મજદાંમ યજમઇદે.

(હ્યાંથી તે રોજ માહા પઢે ત્યાં સુધી પાછી લાકડી લઇને થોકયો જાય અને પઢયો જાય પછી લાકડી મુકીને આગલ પઢે અને પછી ક્ષનુમન પઢતી વખતે પાછી લાકડી લઈને થોકતો જાય અને પઢયો જાય.)

અહુરેમ મજદાંમ રએવતેમ ખરેનંઘહુતેમ યજમઇદે અમેશાસપેનતા હુખશથ્રા હુદાઓંઘહો યજમઈદે વનંતેમ સતારેમ મજદદાતેમ અશુઅનેમ અશહે રતુમ યજમદે અશાઓનાંમ વંઘુહીશ શુરાઓ સપેનતાઓ ફ્રૂવશીઓ યજમઇદે. (જાવત) તાઓસચા સ્રજમઇદે. અષેમ વોહુ (૩) અશીઅ દદાંમે ખરેથેમ મીઅજદેમ.

( હ્યાંથી તે રોજ માહા સુધી લાકડી લઇને થોકતો જાએ પછી લાકડી પાછી મુકે અને ખશનુમન આગલથી પાછી લાકડી લઇને થોકતો જાએ અને પઢયો જાએ. )

ખરેથેમ મીઅજદેમ હુરૂઅત અમેરેતાત ગાઓશ હુદાઓ આપે ઓરૂઅર અએશમે બોએદે ખશનુમને અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘહુતો અમેશનાંમ સપેનતનાંમ વનંતો સતારો મજદદાતહે ઓખતો નાંમનો યજતે અશીઅ દદાંમે. ખરેથેમ મીઅજદેમ હુરૂઅત અમેરેતાત ગાઓશ હુદાઓ આપે ઓરૂઅર અએશમે બોએદે ખશનુમને અહુરહે મજદાઓ રએવતો ખરેનંઘહુતો અમેશનાંમ સપેનતનાંમ વનંતો સતારો મજદદાતહે ઓખતો નામનો યજતે અશીઅ દદાંમે. અશાઓનાંમ ફ્રૂવશનાંમ.

( હ્યાંથી તે યાદ કરવા માંડે ત્યાં સુધી પઢયો જાય અને લાકડી થોકતો જાય અને યાદ કરતી વખતે લાકડી મુકીને યાદ પુરી કરે પછી પાછી લાકડી લઇને થોકતો જાય અને પઢે )

યથા અહુ વેરીઓ (૨) અહુનેમ વેરીમ યજમઇદે. (જાવત) અષેમ વોહુ (૩) અશીઅ દદાંમે ખરેથેમ મીઅજદેમ હુરૂઅત અમેરેતાત ગાઓશ હુદાઓ આપે ઓરૂઅર અએશમે બોએદે.

(હ્યાં સુધી પઢીને લાકડી થોકવાની બંધ કરીને લાકડી પાછી મુકે પછી જમણો હાથ પાવ કરે અને ફરસસત લઇને ત્રણ વાર ઉંચો નીચો કરીને ચોતરફ ફેરવે.)

ફરસસત અહુરહે મજદાઓ અહુનહે વેરોએ અરશુખદ વાખશ દહમીઆઓ વંઘુહીઆઓ આફરીતોએશ ઓગરા દામો-એશ ઓપમનાએ હોમેચ માંથરેચ અશોનેચ જરથુશતરેશ.

(નીચેનું પદ પઢતાં ફરસસતને નાંમ વાલા દરૂનની જગાએ મેલે અને નાંમ વાલા દરૂનને ગોશોદો સાથે ફરસસતની જગાએ મેલે.)

અશીઅનો પેતે જમીઆદ. (પછી વલી પઢે) અમેશે સપે-નતે (જાવત) અષેમ વોહુ (૩) (પઢીને બરસમ કલશીઆમાં મુકે પછી ચાશની કરે તે વેલાએ જમણાં હાથમાં છુરી પકડે અને પેહેલાં જે ગોશોદો મુકેલો નાંમવાલો દરૂન છે તેને છુરીએ કરીને અગણી ખુનાંની તરફથી કાપીને તેની સાથે ગોશોદો લઇને ચાશની કરે બીજી ચાસની ડાહાવા હાથની આગલનાં ફરસસતની નઇરૂત ખુણાની તરફથી કાપીને તેની સાથે ગોશોદો લઇને ચાશની કરે ત્રીજી ચાશની પાછો પેહેલોજ નાંમવાલો દરૂન જે ગોશોદા વાલો ચાશની કીધેલો છે તેનેજ ફરીથી વાબ્ય ખુણાંની તરફથી કાપીને તેની સાથે ગોશોદો અને આપે લઇને તેની ચાશની કરે અને ચોથી ચાશની પેલા ચાશની કીધેલા ડાહાબા હાથ આગલનાં ફર-સસતનીજ ફરીથી ઇસાન ખુણાંની તરફથી કાપીને તેની સાથે ગોશોદો અને આપે લઇને ચાશની કરે પછી ઓરૂઅર લઇને તેને છુરીએ કાપીને તેની સાથે ગોશોદો અને આપે લઇને ચાશની કરે એ પ્રમાણે એકજ દરૂનની બે ચાશની કરે અને એકજ ફરસસ-તની બે ચાશની કરે એ રીતે બે દરૂનની ચાર ચાશની કરે એટલે વનંતની બાજ સંપુર્ણ થઇ.

# યજશ્ને. વીસ્પરદ અને વંદીદાદની
## કીયામાં વપડાતા તેત્રીસ આલાતોનો ખુલાસો.

હોમ્યો ગવ બરશમન હેજુઓ દંધંહધહ માંથ્રચ વચચ શીએોથન્ય જોથ્રા બીઅસ્યા—અરશઓખ્ધ બીઅસ્યા વાધજીબ્યો.

માએની—(હમો જે) હોમની કીરયા કરનારા (આથરવનો) જે હોમ જીવામ તથા બરશમ સાથનો છે તે જખાનની દાનેશવતે માથ્રવાનીના નેક શખુન અને નેક કામથી જે તઇયાર કરવામાં આવ્યો છે તે કીરયાની ભેટો દાદાર અહુરમજદને રાસ્ત બોલેલા તથા ભણેલા શખુનોથી હમો આપીએ છીએ.

નેઉઅદીએમે હંકારીએમે વીશપેમીઓ અએમીઓ રતોમીઓ યોઇ હેન્તે અપહે રથવે થરીઅસ્ય થરેસાંસ્ય નજ દસ્ત પેરેશેહાઉઅનીઅ યોઇ હેનતે અશે ઇઅદ વેહેશત મજદો ફરશાંસ્ત જરથોશ્ત્ર ફરોખત.

અર્થ—આએ બધા સરદારો (ને) (મીનોઇ મજલેશમાં બોલું છું) અને તેઓથી મીજલશ આરાસને ભરેલી સંપુરણ કરૂં છું (તેઓને માટે) હાઉનીમની આસપાસના અઇઉથી નજદીકના જેઓ તેત્રીસ આલાતો ગોઠવેલા અશોઇ ભર્યા છે તે મીનોઇ મીજલસ માટે જોત યા હદીઆ તરીકે છે (ઇજશનેની પવીત્ર કીરયાની ભેટો) જે સઉથી શરેશત અશોઇ ભરી છે (તેને વીશે) દાદાર (અહુરમજદે પેગંબર અશો જરથોસ્તને શી મગ્યું અને) હજરત જરથોસ્તે લોકોમાં જાહેર કીધું (ઇજસને હા૦ ૧—ફ ૧૦.)

ઇજશને વંદીદાદ અને વીશપરદ એ નામની પવીત્ર બુલંદ કીરયા ઘણી મોટેમર છે પણ "ઉર્વાસ્ઘામાં વપડાતા તેત્રીસ આલાતો જે પાવ મહેલ" ની કીરયામાં યજશને વંદીદાદ અને વીશપરદમાં વાપરવામાં આવે છે તે આલાતો વીશે જાણવાની ખાસ જરૂર છે "બરશમ" ની પવીત્ર કીરયામાં વાપડવામાં આવતા તેત્રીશ આલાતોની ખુબી તેઓના નામો તે તેત્રીશ આલાતોનું અશોઇથી ભરપુર બનેલું મીનોઇ ખાણું જે આતમીક મીનોઇ ફેરાજોને આપવામાં આવે છે તેનું વર્ણન ઘણું જાણવાજોગ છે પવીત્ર તેત્રીસ આલાતોની ભેતો યાને હદીઓ અશો અહુરમજદને તથા ઇજદ અમેશાસ્પંદો તેમજ જે દીનદારો જેને નામની કીરયા કરાવે તેને તથા બીજા ચઢતે દરજજેના મીનોઇ સરદારોને કીરયા કરાવનાર ઘણી તરફથી નેકનામીનાં ગુણવાલા આથ્રવનો "યશનની કીરયા કરનાર" જોતી"

અને "રાથવી" ની મારફતે જે અણુદીથ ભેટો આપવામાં આવે છે તે પવીત્ર કીરયા કરાવનાર ધણીને ઘણો ઉતમ ફાયદો હાંશલ થાય છે તે ધર્મી જરથોસ્તીઓએ જાણવો જોઇએ છે.

"ઇજશને" એ પાજંદ બોલ છે "યશન" એ અવસ્થા બોલ છે એનો અર્થ "ચોકસ ભેટો" થાએ છે તથા "કીરયા" ઓ સાથની આરાધણાની બંદગી થાય છે.

જરથોસ્તી ધરમની બુલંદ અશોઇ ભરી તમામ પવિત્ર કીરયાઓ ધાર્મીક જરથોસ્તીઓ તરફથી કરવામાં આવે છે તે જંદરવાનની હોય કે અનોશેહરવાનની હોય તથા દદારની પોતાની કીરયા આરાધના હોય કે યજદ અમશાસ્પંદોની કે મીનોઇ ફરેસ્તાઓની હોય એ સઘલી તમામ પવીત્ર કીરયાઓ સર્વ શકતિવાન દાદારની ઉતપનતીની નીર્મલ ભલી પેદાએશોની ઉપરજ થાય છે દરેકે દરેક કિરયાઓની ભેટો પવીત્ર ખુબી ભરેલી નીચલી મુખ્ય પેદાએશો ઉપર થાય છે.

ફુલ, ફળ ખાલેશ નીર્મલ પાણી અશોઇથી ભરપુર અનાજ ઘી અને દુધ તેમજ ચોકસ ઓરવરો અને માથ્રના પવીત્ર કલામોની હોય છે દાદારની એ નીર્મલ અને ખાલેસ પેદાએશોની હાજરી વગર પવીત્ર આતમીક કીર્યાઓ થઇ શકતી નથી. "હુર્વતા" અને "અમરેતાત" થી ઉતપન થયલા પવીત્ર ઓરવરો, બેહમન અમશાસ્પંદની ભલી પેદાએશોમાંથી ઉતપન થએલું ખાલેશ દુધ અને ઘી અને નીર્મલ અરદવીશુરની પાણી ઉપર માથ્રના પવીત્ર મંતરની કીરયાઓ થાએ છે અને એ પવીત્ર ચીજો દરેકે દરેક કીરયામાં નીરમલ ખાલેશ ભેટો તરીકે આગેવાની ભર્યો ભાગ લે છે. બરસમની પવીત્ર કીરયા જેવી યજશને વીસ્પરદ અને વંદીદાદ ધણી ચઢતે દરજ્જેની જરથોસ્તી ધરમની બુલંદ કીરયાઓ છે તેમાં ઉપલી પવીત્ર ભેટો સાથે કીરયા કામોમાં વપડાતા ઘટતા વાશણોને તેત્રીશ આલાતો ગણી ચોકસ વાશણોની પણ સાથે સાથે ભેટો આપવામાં આવે છે. શેહનશાહી રાજ અમલમાં યજદ અમશાસ્પંદોની અને મીનોઇ ફરેશતાઓની કીરયા આરાધના કરતા હતા તે સુનેરી આલાતોથી "સુનાના અસ્તામાના વાશણો" ઉપર કરતા હતા હાલના વખતમાં તાંબુ કાંશુ જરમન અથવા રૂપાંના વાસણો ઉપર એ મોતેબર કીરયાઓ થાય છે તેને નેકનામીના ગુણવાલા આર્થવંતો અસતામાના વાસણો તરીકે ઓલખે છે.

અશતાનામાનો અવસ્તા બોલ. "ઉશતા અહમાઇ" એનો અરથ "આબાદી અથવા સુખાકારી તે શખસને હોજો" એવો થાયછે ઇજશને જેને નામે કરવાનાં આવે છે તેના આતમાને આબાદીને સુખજ ઉત્પન થાય

એજ મુખ્ય નેમ કિર્યા કરાવનાર ધર્મી જરથોસ્તીની હોય છે ત્યારે "અસ્તામાંના વાસણો" તે ગુજર પામેલાંના રવાનોને ચઢતે દરજજેનું બેહશતનું સુખ આપનાર આલાતો છે અથવા ગેતીની દુન્યામાંથી મીનોઇ દુન્યામાં કિર્યાની ભેટો લઇ જનારા વાયરલેશ બેતરી ગોઠવવાના વીજળીક ઓજારો જેવાં છે.

એ "અવસતામાંના વાસનો પણ તે તેત્રીસની સંખ્યામાં નીચે મુજબ હોય છે. (૧) હોમનું ફુલીયું (૨) જોરનું ફુલીયું (૩) વરસનું ફુલીયું (૪) વરસ બાંધવાની વીટી (૫) વરસ ઢાંકવાની રકાબી (૬) હોમશરી ઉરવરામ મુકવાની રકાબી (૭) હાવોનીમ (૮) દરૂન મુકવાની રકાબી (૯–૧૦) પર હોમનું ફુલીયું અને તેની રકાબી (૧૧) હોમ ગાળવાનું ફુલીયું (૧૨) હોમ ગાળવાની ચારની અથવા રકાબી (૧૩–૧૪) બે મોહરા (૧૫) બરશમનાં તાયો (૧૬) જીવામનો તશતો. (૧૭) લાલો. (૧૮) કુંડી (૧૯) કુંડીપરનો ખુમચો. (૨૦] આતશનું આફરગાનીયું. (૨૧) કાહારનું. (૨૨–૨૩) બે કરશીઆ. (૨૪) પાતરી લાવવાની છરી. (૨૫–૨૬) જીવામ રાખવાનું ફુલીયું અને તેની ઉપરની રકાબી. (૨૭) હોમ રાખવાના ફુલીયા ઉપરની રકાબી. (૨૮–૨૯) દરૂન ચીતીઆં રાખવાની લંગડી અને તેની ઉપરના ખુમચી (૩૦) સુખડ લોબાનનો ખુમચો. (૩૧) તાએ શાકરી (૩૨–૩૩) ચાપીઓ અને ચમચ.

ઇજશનેની પવીત્ર કિર્યામાં એ તેત્રીશ વાસણોની પહેલે અગત હોય છે કદાચ એમાં કાંઇ ઘટ હોય તો કાંઇ ફેરફાર સાથે ચાલી શકે છે. પણ એ વાસણ ઉપરાંત મુખ્ય દસ ચીજોની હાજરીની જરૂર છે (૧) વરસ (૨) હોમશરી (૩) ઉરવરામ (૪) દરૂન) (૫) નરી પુત્ર આતશ (૬) એની અંધન બનાવવાની પાતરી (૭) જીવામને માટે બકરી (૮) ગોસુદો યાને ઘી (૯–૧૦) સુખડ લોબાન એ મુખ્ય દસ ચીજો વગર ઇજશનેના પવીત્ર કીરયા થઇ શકતી નથી.

